# ઇસ્લામ ક્યા હે?



પ્રકાશક

**નુરાની કુતુબખાના**

મુ. પો. છાપી, જિ. બનાસકાંઠા, પીન - ૩૮૫૨૧૦

ફોન ન. (૦૨૭૩૯) ૨૭૦૧૧૨

બેશક (સાચો) ધર્મ તો અલ્લાહના નજીક ઈસ્લામજ છે.
(કુર્આન કરીમ)

# ઈસ્લામ કયા હે?



મૂળ લેખક

જનાબ મૌ. મુહમ્મદ મંઝૂર નુઅમાની સાહબ
એડીટર અલફુરકાન-લખનવ



اسلام کیا ہے

નુરાની કુતુબખાના - છાપી,

જી. બનાસકાંઠા



# મુનાજાત



અય ખુદાવંદે જહાં અય બેનિયાઝ;
અય ઝમીનો આસ્માં કે કારસાઝ.
દિલફિગારોં કી ઝરા રૂદાદ સુન;
દર્દ મેં ડૂબી હુઈ ફર્યાદ સુન.

સુન મુહમ્મદ મુસ્તફા કે વાસ્તે;
તાજદારે હુલઅતા કે વાસ્તે.
હમ જહાં મેં ખાનુમા–બરબાદ હુંય;
તખ્તએ મશ્કે સિતમ ઈજાદ હુંય.

હુંય પરેશાં યૂરિશે બાતિલ સે હમ;
આ ગએ હુંય તંગ ઈસ મુશ્કિલ સે હમ.
હર કદમ પર હુંય જફા–સામાનિયાં;
પેશ આતી હુંય બળી હયરાનિયાં.

હમ સરાપા વકફે સદ આલામ હુંય;
મન્ઝિલે મકસૂદ સે નાકામ હુંય.
અલ મદદ અય રબ્બે-અકબર અલ મદદ;
અલ મદદ અય બંદા-પરવર અલ મદદ.

યા ખુદા તેરે કરમ કે વાસ્તે;
ફખ્રે દીં શાહે ઉમમ કે વાસ્તે.
ચાર યારાંને નબી કે વાસ્તે;
અહલે બયતે હાશિમી કે વાસ્તે.

પીરો મુરશિદ ગવસે આઝમ કે તુફયલ;
ઈસ ચિરાગે બઝમે આલમ કે તુફયલ.
દર્દમંદો કી જરા ઈમદાદ કર;
બેકસોં કી દૂર હર ઉફતાદ કર.

ખૂગરે ઇસ્યાં સહી હમ બેશઊર;
પર તેરે બંદે હુંય અય રબ્બે-ગફૂર.
જો ખતાએં હોં નઝર-અંદાઝ કર;
ચારાસાઝીએ દિલે નાસાઝ કર.

બેકસો નાચાર હુંય મઝલૂમ હુંય;
દિલ દુઃખે, રંજીદા હુંય મગમૂમ હુંય.
ગલબએ બાતિલ પે નુસરત દે હમેં;
સાહિબે ઇઝ્ઝત, તૂ ઇઝ્ઝત દે હમેં.

જોશો હિમ્મત ઝોરો તાકત કર અતા;
હર કદમ પર ઇસ્તિકામત કર અતા.
જઝબએ ઈસારો ઇસ્તિકલાલ દે;
આનેવાલી હર મુસીબત ટાલ દે.

બુઝદિલી કો કલ્બે મુસ્લિમ સે નિકાલ;
ડગમગાતે તેરે બંદોં કો સંભાલ.
દે શુજાઅત હયદરે કર્રાર કી;
અવર જુર્અત ખાલિદે જર્રાર કી.

સોઝે કલ્બે બૂઝરો સલમાન દે;
દે ગુદાઝે હમઝએ ઝીશાન દે.
રખ તૂ અપને ઝિલ્લે દામાં મેં કરીમ;
દૂર કરદે શર્રે શયતાનિર્રજીમ.

હર તરફ તૂ બારિશે અન્વાર કર;
ખાકઝારે દહ્ર કો ગુલઝાર કર.
દે ઝમાને કો પયામે અમને આમ;
અરઝે આલમ કો બના દારૂસ્સલામ.

ફત્હો નુસરત દે ખુદા ઈસ્લામ કો;
દહ્ર મેં ફયલા દે અપને નામ કો.
રહમ કુન બર બંદગાને ખસ્ત-હાલ;
હસ્બુના ફગફિર લના યા ઝુલજલાલ.

બારવર કર નખ્લે ગુલઝારે "કલીમ"
તૂ હમેશા રેહ મદદગારે "કલીમ"
હોં હમારી ઇલ્તિજાએં મુસ્તજાબ;
અઝ તુફયલે હઝરતે ખત્મે મઆબ.

"કલીમ" વાકિફી, ધોરાજવી.



# ઇસ્લામ કયા હે ? કિતાબનું સાંકળિયું

★



# ઈસ્લામ કયા હે?



## દરેક મુસ્લિમને ઈસ્લામી તાલીમ પ્રાપ્ત કરવાની જરૂરત
## અને
## દીન શીખવાની ફઝીલત

ભાઇઓ! આપ સૌ કોઈ આટલી વાત તો જાણતાજ હશો કે 'ઈસ્લામ' કોઈ કૌમ અને નાત-જાતનું નામ નથી, કે તેમાં પૈદા થનાર દરેક માણુસ પોતાની મેળેજ મુસલમાન થઈ જાય. અને મુસલમાન બનવા માટે તેને કંઈ કરવુંજ ન પડે. જેવી રીતે કે શૈખ અથવા સૈયિદ કુટુંબમાં જન્મેલું દરેક બાળક આપમેળે શૈખ યા સૈયિદ થઈ જાય છે. અને તેને શૈખ કે સૈયિદ બનવા માટે કંઈ કરવું પડતું નથી.

બલ્કે ઈસ્લામ તે દીન અને તે રીત પ્રમાણે જીવન ગાળવાનું નામ છે, કે જેને અલ્લાહના સાચા રસૂલ (સલ.) અલ્લાહના તરફથી લાવ્યા હતા, અને જેને કુર્આન શરીફમાં તેમ રસૂલુલ્લાહ (સલ.)ની હદીસોમાં બતાવવામાં આવ્યું છે.

ત્યારે જે કોઈ તે દીનને પસંદ કરે, અને તે બતાવેલા તરીકા પ્રમાણે ચાલે તેજ ખરો મુસલમાન છે. અને જે લોકો તે દીનને જાણતા નથી, તેમ તે અનુસાર ચાલતા નથી, તે ખરા મુસલમાન નથી. આથી જણાયું કે અસલી મુસલમાન બનવા માટે બે વાતોની જરૂરત છે.

પ્રથમ એ કે અમે દીન ઇસ્લામને ઓળખીએ અને ઓછામાં ઓછું તેની ખાસ અને મુદ્દાની વાતોનું અમને જ્ઞાન હોય.

બીજું એ કે આપણે તેમને માનીએ અને તે પ્રમાણે ચાલવાનો નિર્ણય કરીએ. એનુંજ નામ ઇસ્લામ છે અને મુસલમાન થવાની એજ મતલબ છે. ત્યારે ઇસ્લામની તાલીમ લેવી અર્થાત દીનની જરૂરી વાતોથી વાકિફ થવું મુસલમાન માટે સૌથી પહેલી શર્ત છે. એટલાજ માટે હદીસ શરીફમાં આવ્યું છે :—

**તલબુલ ઇલ્મે ફરીદતુન અલા કુલ્લે મુસ્લિમીન**

અર્થાત–દીનનું ઇલ્મ હાસિલ કરવા કોશિશ કરવી અને તલબ રાખવી પ્રત્યેક મુસલમાન ઉપર ફર્ઝ છે.

અને આ વાત સદા યાદ રહે કે દીનમાં જે ચીઝો ફર્ઝ છે, તેનું કરવું ઇબાદત છે, જેથી કરી દીન શીખવું ને દીની વાતો જાણવા કોશિશ કરવી પણ ઇબાદત છે, અને અલ્લાહને ત્યાં તેનો બહુ મોટો સવાબ છે. તથા રસૂલુલ્લાહ (સલ.)એ તેની ઘણી ફઝીલતો બયાન ફરમાવી છે.

એક હદીસમાં છે કે :—

"જે માણસ દીન શીખવા માટે ઘરથી નીકળ્યો તે જ્યાં લગી પોતાના ઘેર પાછો નહિ ફરે ત્યાં લગી તે અલ્લાહના રસ્તામાં છે." (તિર્મિઝી)

એક બીજી હદીસમાં છે કે :—

"જે માણસ દીનની તલબમાં અને દીની વાતો શીખવા માટે કોઈ રસ્તા પર ચાલશે તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતનો માર્ગ સહેલો કરી દેશે." (મુસ્લિમ)

એક બીજી હદીસમાં છે કે :—

"ઈલ્મે દીનની તલબ તથા તેને હાસિલ કરવા કોશિશ કરવી પાછલા ગુન્હાઓનો કફ્ફારો છે." (એટલે તે માણસના પાછલા ગુન્હાઓ માફ થઈ જાય છે.)

સારાંશ કે દીન શીખવું અને ઈસ્લામની જરૂરી જરૂરી વાતોનું ઈલ્મ હાસિલ કરવા કોશિશ કરવી દરેક મુસલમાન ઉપર ફર્ઝ છે. પછી તે અમીર હોય કે ગરીબ. જવાન હોય કે ઘરડો. ભણેલો ગણેલો હોય કે અભણ. મરદ હોય કે અવરત. વળી ઉપરની હદીસોથી એ પણ જણાયું કે આ કામમાં જે વખત વીતે અને જે મહેનત કરવી પડે, તેનો અલ્લાહને ત્યાં બહુ મોટો અજર અને સવાબ મળનાર છે. જેથી કરી સૌ કોઇએ નિશ્ચય કરી લેવો જોઇએ કે આપણે દીન શીખવાની તથા ઈસ્લામની જરૂરી જરૂરી વાતોનું ઈલ્મ હાસિલ કરવાની અવશ્ય કોશિશ કરીશું.

જે મુસલમાન ભાઈ મોટી ઉમરે પહોંચવાના લીધે અથવા કામધંધામાં રોકાયલા હોવાના કારણે કોઈ ઈસ્લામી મદ્રસામાં દાખલ થઈ કાયદેસર તેના વિદ્યાર્થી બની ઈલ્મ હાસિલ કરી શકતા નથી તેઓ માટે દીન શીખવા ને દીનની જરૂરી વાતો જાણવાની સહેલી રીત આ છે, કે જો તે ભણેલા છે તો દીનની મોતબર (મહાન આલિમોના હાથે લખાયલી અથવા અનુવાદ થએલી) કિતાબો વાંચતો રહે. અને જેઓ

કંઈ ભણેલા નથી અથવા જૂજજાજ ભણ્યા છે, તો તેઓ સારી તાલીમ લીધેલાઓથી એવી કિતાબો પઢાવીને સાંભળ્યા કરે, અગર ઘરોમાં તેમજ બેઠકો, મંડળીઓ તથા મસ્જિદોમાં એવી (મોતબર) કિતાબો સંભળાવવા ને સાંભળવાનો રિવાજ થઈ જાય તો દરેક વર્ગના મુસલમાનોમાં દીની ઇલ્મ સામાન્ય થઇ શકે છે.

આ નાનકડી કિતાબ ખાસ એજ હેતુસર લખવામાં આવી છે. એમાં દીનની તે સર્વે જરૂરી વાતો અને રસૂલુલ્લાહ સલ-લલ્લાહો અલયહે વ સલ્લમની તે હદીસો જેને પ્રત્યેક મુસ્લિમે જાણવી અગત્યની છે તેને ઘણીજ સરળ ભાષામાં આલેખવામાં આવી છે. આવો આપણે એ વાતોનો રિવાજ ચાલુ કરવા અને ફેલાવવાની કોશિશને પોતાની ઝિન્દગીનો મકસદ બનાવીએ.

હદીસ શરીફમાં છે કે :—

"જે માણસ દીન શીખવા અને તેને જાણવાની એટલા માટે કોશિશ કરે કે તેને બીજાઓમાં ફેલાવે તથા લોકોને તે અનુસાર ચલાવવાની કોશિશ કરે, તો તે આખેરતમાં પયગમ્બરોથી એટલા નજીક હશે કે તેની અને પયગમ્બરોની વચ્ચે માત્ર એક દરજાનું અંતર હશે." (મિશ્કાત શરીફ)

અલ્લાહુ તઆલા અમો સૌને (નેક) તવફીક આપે કે પોતે દીન શીખીએ, બીજાઓને શીખવીએ અને પોતે દીન પર ચાલી અલ્લાહના બીજા બંદાઓને તેના ઉપર ચલાવવાની કોશિશ કરીએ.

★

# ઈસ્લામનો પહેલો સબક

## કલેમએ તય્યેબહ

**લા–ઈલાહા ઈલ્લ–લ્લાહો મુહમ્મદુર રસૂલુલ્લાહ**

અર્થ–અલ્લાહ સિવાય કોઇ મઅબૂદ નથી (એટલે કોઇ ઇબાદત અને બંદગીને લાયક નથી) અને મુહમ્મદ (સલ.) તેના રસૂલ છે.

ભાઇઓ! એજ કલેમો ઈસ્લામનો દરવાજો તથા દીન ઈમાનનું મૂળ અને પાયો છે. એને કબૂલ કરી એતેકાદ (આસ્થા)ની સાથે પઢીને ઉમરભરનો કાફિર તથા મુશરિક પણ મોઅ્મિન, મુસલમાન અને નજાતને લાયક બની જાય છે. પરંતુ માત્ર શર્ત એટલીજ છે કે આ કલેમામાં અલ્લાહ તઆલાની તવહીદ (એકતા) અને હઝરત મુહમ્મદ (સલ.)ની રિસાલતનો જે કરાર છે તેને તેણે સમજીને માન્યો અને કબૂલ્યો હોય. ત્યારે જો કોઈ માણસ તવહીદ તથા રિસાલતને તદ્દન સમજ્યો ન હોય અને અર્થ કે મતલબ જાણ્યા વિના તેણે આ કલેમો પઢયો હોય તો તે અલ્લાહની નઝદીક મોઅ્મિન તથા મુસલમાન ગણાશે નહિ, તેથી જરૂરી છે કે આપણે એ કલેમાના અર્થ અને મતલબ સમજીએ.

આ કલેમાના બે વિભાગ છે. પહેલો ભાગ લા–ઈલાહા ઈલ્લ–લ્લાહ છે. એમાં અલ્લાહ તઆલાની તવહીદ (એકતા)નો ઈકરાર છે. અને તેની મતલબ આ છે કે અલ્લાહ સિવાય કોઈ એવી હસ્તી નથી, કે જે ઈબાદત અને બંદગીને લાયક હોય. માત્ર અલ્લાહ તઆલાનીજ એક

એવી હસ્તી છે કે જે ઈબાદત અને પૂજાને પાત્ર છે. કારણુ કે તેજ અમારો સૌનો ખાલિક (ઉત્પન્નકર્તા) અને માલિક છે, તેજ પાલનહાર અને અન્નદાતા છે, તેજ મૃત્યુ આપનાર અને જીવાડનાર છે. બીમારી, તંદુરૂસ્તી, અમીરી અને ગરીબી તેમ દરેક પ્રકારનું બનાવવું તથા બગાડવું, લાભ તથા નુકસાન માત્ર તેનાજ કબજા કુદરતમાં છે. તેના સિવાય આકાશ તથા પૃથ્વીમાં જેટલી હસ્તીઓ છે, પછી તે માનવી હોય કે ફરિશ્તા સૌ તેના બંદા અને તેના પૈદા કરેલા છે. તેની ખુદાઇમાં કોઈ તેનો ભાગીઓ કે જોડીદાર નથી, ન તો તેના હુકમોમાં ફેરફાર કરવાનો કોઇને અધિકાર છે, ન તેના કામોમાં દખલ કરવાની કોઇને મજાલ છે. જેથી માત્ર તેજ એ લાયક છે કે તેની બંદગી કરવામાં આવે, અને તેનીજ ધુન લગાડવામાં આવે. આફત અને મુસીબત વેળા તેમ પોતાની સઘળી હાજતોમાં રડી કરગરીને તેનાથીજ યાચના કરવામાં આવે. અને તેજ ખરો માલેકુલ મુલ્ક તથા અહકમુલ હાકેમીન છે. એટલે આખા જગતનો બાદશાહ અને હાકિમોનો ઉપરી ને મહાન સત્તાવાન છે. માટે જરૂરી છે કે તેના દરેકે દરેક હુકમને માનવામાં આવે, અને સંપૂર્ણ વફાદારી સાથે તેના હુકમોનું પાલન કરવામાં આવે; તેની આજ્ઞા વિરૂદ્ધ અન્ય કોઇનો હુકમ કદી પણ માનવામાં ન આવે; પછી તે ગમે તે હોય. ભલેને પોતીકો બાપ હોય કે સમકાલિન હાકિમ હોય. અથવા કૌમનો આગેવાન કે કોઈ જીગરજાન દોસ્ત હોય. કિંવા પોતાના દિલની ઇચ્છા કે અંતરની ઉર્મી હોય. મતલબ કે જ્યારે અમે જાણી લીધું અને માની લીધું કે બસ એક અલ્લાહજ ઈબાદત અને બંદગીના લાયક છે. અને અમો કેવળ તેનાજ બંદા છીએ, તો જરૂરી થયું કે

અમારા દરેક કામો પણ તે મુજબજ થવા પામે. અને જગતજનો અમને દેખતાંજ સમજી જાય કે આ માત્ર અલ્લાહનાજ બંદા છે જે અલ્લાહના હુકમોને અનુસરે છે અને તેનાજ માટે જીવે છે અને મરે છે.

સારાંશ કે :—

લા–ઈલાહ ઈલ્લ–લ્લાહ અમારો કરાર ને અમારી જાહેરાત હોય.

લા–ઈલાહ ઈલ્લ–લ્લાહ અમારો એતેકાદ ને અમારૂં ઈમાન હોય.

લા–ઈલાહા ઈલ્લ–લ્લાહ અમારો અમલ ને અમારી શાન હોય.

ભાઈઓ ! આ "લા–ઇલાહા ઇલ્લ–લ્લાહ" મઝહબના પાયાની પહેલી ઈંટ અને સઘળાજ પયગમ્બરોનો સર્વથી અગત્યનો પહેલો સબક છે. અને દીનની તમામ વાતોમાં એનો દરજો સર્વથી બલંદ છે. હઝરત (સલ.)નો મશહુર હદીસ છે. આપે ફરમાવ્યું "ઈમાનના સિત્તેરથી પણ વધુ વિભાગ છે. અને તેમાં સૌથી અફઝલ અને શ્રેષ્ઠ, 'લા–ઈલાહા ઇલ્લ–લ્લાહ'ને માનવું છે.[1]

એટલા માટે ઝિકરોમાં પણ સર્વથી અફઝલ 'લા–ઇલાહા ઇલ્લ–લ્લાહ'નો ઝિક્ર છે જેમકે એક બીજી હદીસમાં છે.

અફઝલુઝ ઝિક્ર લા–ઈલાહા ઈલ્લ–લ્લાહ[2]

તમામ ઝિક્રોમાં અફઝલ અને ચઢીઆતો 'લા–ઇલાહા ઇલ્લ–લ્લાહ' છે.

---

૧ આ હદીસ સહા સિત્તામાં તથા હદીસની બીજી કિતાબોમાં પણ હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી મરવી છે.

૨ આ હદીસ ઇબ્ને માજહ, નસાઇ વગેરેમાં હઝરત જાબિરથી મરવી છે.

બીજી એક હદીસમાં આવ્યું છે કે અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અલૈ.)ના એક સવાલના જવાબમાં ફરમાવ્યું કેઃ-

હે મૂસા ! અગર સાતે આકાશ અને પૃથ્વીઓને એક પલ્લામાં મૂકવામાં આવે અને 'લા-ઈલાહા ઇલ્લ-લ્લાહ'ને બીજા પલ્લામાં મૂકવામાં આવે તો 'લા-ઇલાહા ઇલ્લ-લ્લાહ'નું પલ્લું ભારે રહેશે. [૧]

ભાઇઓ ! લા-ઈલાહા ઇલ્લ-લ્લાહમાં આ ફઝીલત અને વઝન એટલાજ માટે છે, કે તેમાં અલ્લાહ તઆલાની તવહીદનો કરાર અને કબૂલાત છે. એટલે માત્ર તેનીજ ઇબાદત અને બંદગી કરવાનો અને તેનાજ ફરમાનો મુજબ ચાલવાનો અને તેનેજ પોતાનું લક્ષ્યબિંદુ તથા તેના થકી ચિત્ત લગાડવાનો ફેસલો અને કરાર છે. અને ખરેખર એજ ઈમાન ને ઈસ્લામની રૂહ છે. એટલાજ માટે હુઝરત (સલ.)ની મુસ્લિમોને આજ્ઞા છે કે તેઓ આ કલેમહને વારંવાર પઢતા રહી પોતાના ઇમાનને 'તાજું' કર્યા કરે. ઘણીજ મશહુર હદીસ છે કે એક દિવસ હુઝરતે (સલ.) ફરમાવ્યું કે :—

"હે લોકો ! પોતાના ઇમાનને તાજું કરતા રહો. કેટલાક સહાબાએ અરજ કરી કે યા રસૂલલ્લાહ ! અમો પોતાના ઇમાનને કેવી રીતે તાજું કરતા રહીએ ? આપે ફરમાવ્યું લા-ઇલાહા ઇલ્લ-લ્લાહ વિશેષ પઢયા કરો." [૨]

---

૧ આ એક લાંબી હદીસનો ટુકડો છે જેને નસાઇ, હાકિમ, બયહકી વગયરહએ હઝરત અબૂ સઈદ ખુદરીથી રિવાયત કરી છે.

૨ આ હદીસ મુસનદે અહમદ તથા મુઅજમે તબરાની વગયરહમાં હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી મરવી છે.

"લા-ઈલાહા ઇલ્લ-લ્લાહુ"ના પઢવાથી ઈમાન તાજું થવાનું કારણ એજ છે કે એમાં અલ્લાહુ તઆલાની તવહીદ એટલે માત્ર તેનીજ ઈબાદત અને બંદગી તથા સૌથી વધુ તેનીજ ચાહત, મુહબ્બત અને તેની તાબેદારીનો કોલ કરાર છે. વળી જેવું કે વર્ણન કરવામાં આવ્યું કે એજ તો ઇમાનની રૂહ છે. તેથી અમો જેટલું પણ સમજ અને ધ્યાનપૂર્વક એ કલેમહને પઢતા રહીશું ખરેખર તેટલુંજ અમારૂં ઇમાન તાજું અને અમારૂં વચન પાકું થશે. અને ઈન્શા અલ્લાહુ લા-ઈલાહા ઇલ્લ-લ્લાહા ફરી અમારૂં કામ અને અમારો હાલ બની જશે.

ત્યારે ભાઇઓ! આ વાત નક્કી કરી લો કે હુઝૂર (સલ.)ના આદેશ અને ફરમાન મુજબ અમો એ કલેમહને લક્ષપૂર્વક અને સાચા દિલથી વારંવાર પઢતા રહીશું કે જેથી અમારૂં ઈમાન તાજું થતું રહે. અને પૂરી ઝિન્દગી લા-ઇલાહા ઇલ્લ-લ્લાહના સાંચામાં ઢળી જવા પામે.

અહિંયાં લગી કલેમએ શરીફના પહેલા ટુકડા લા-ઈલાહા ઈલ્લ-લ્લાહનું બયાન થયું.



# અમારા કલેમહનો બીજો ભાગ

## મુહમ્મદુર રસૂલુલ્લાહ

એમાં હઝરત મુહમ્મદ (સલ્લ–લ્લાહો અલયહે વ સલ્લમ)ના અલ્લાહના રસૂલ હોવાનો ઇકરાર અને જાહેરાત છે. હુઝૂર (સલ.)ના રસૂલ હોવાની મતલબ આ છે કે અલ્લાહ તઆલાએ આપને જગતની હિદાયત માટે મોકલ્યા હતા. આપે જે કંઈ બતાવ્યું અને જે ખબરો આપી તે સૌ ખરી તથા તદ્દન સાચી છે. દાખલા તરીકે કુર્આન મજીદનું અલ્લાહના તરફથી હોવું, ફરિશ્તાઓનું હોવું, કિયામતનું આવવું, કિયામત પછી મુરદાઓનું ફરી સજીવન થવું વગેરે વગેરે. સારાંશ કે હુઝૂર (સલ.)ના અલ્લાહના રસૂલ હોવાની એજ મતલબ છે, કે એવી એવી જેટલી વાતો આપે જગત આગળ રજુ કરી તે ખાસ અલ્લાહ તરફથી અને ચોક્કસ જ્ઞાન મેળવ્યા પછી આપે બતાવી છે. અને તે સર્વે તદ્દન સત્યજ છે જેમાં જરાએ શંકાને સ્થાન નથી. એવીજ રીતે આપે લોકોને જે હિદાયતો કરી, ને જે જે અહકામ પહોંચાડયા, તે સર્વે મૂળ ખુદાનીજ હિદાયતો અને ખુદાઇ હુકમો છે જે આપને વહી દ્વારા પહોંચ્યા હતા. એથી તમો સમજી ગયા હશો કે કોઇને રસૂલ માનવાથી આપમેળે એ જરૂરી થઈ જાય છે, કે તેના દરેકે દરેક હુકમને માનવામાં આવે. કારણ કે અલ્લાહ તઆલા કોઇને પોતાના રસૂલ એટલાજ માટે બનાવે છે, કે તેની મારફત

પોતાના બંદાઓને પોતાના તે હુકમો પહોંચાડે જેના પર બંદાઓને તે ચલાવવા ચાહે છે.

કુર્આન શરીફમાં ફરમાન છે કે :—

**વ-મા અરસલના મિર્સૂલિન ઇલ્લા લે-યુતાઆ બે-ઇઝ-નિલ્લાહ.**

અર્થાત–અને અમે દરેક રસૂલને એટલા માટે મોકલ્યા કે અમારા ફરમાનથી તેની તાબેદારી કરવામાં આવે. એટલે તેના હુકમોને માનવામાં આવે.

સારાંશ કે રસૂલ પર ઈમાન લાવવા અને તેમને રસૂલ માનવાનો હેતુ અને મતલબ એ થાય છે, કે તેમની દરેક વાતને તદ્દન સાચી માનવામાં આવે, અને તેમની તાલીમ તથા હિદાયતને ખુદાની તાલીમ અને હિદાયત સમજવામાં આવે, તેમજ તેમના હુકમો પર ચાલવાનો ફેસલો કરી લેવામાં આવે. ત્યારે જો કોઈ શખ્સ કલેમો તો પઢતો હોય, પણ તેણે પોતા માટે એ નકઠી ન કર્યું હોય કે હું હુઝૂરની બતાવેલી દરેક વાતને તદ્દન સાચી અને તેના વિરૂદ્ધની તમામ વાતોને ખોટી જાણીશ, તેમજ તેમની શરીઅત તથા આજ્ઞાઓ પ્રમાણે વર્તીશ તો તે માણસ વાસ્તવીક રીતે મોમિન અને મુસલમાનજ નથી. ને કદાચ તેણે મુસલમાન હોવાની મતલબ સમજી નથી.

સ્પષ્ટ વાત છે કે જ્યારે અમે કલેમો પઢી હુઝૂર (સલ.)ને અલ્લાહના સાચા રસૂલ માની લીધા, તો અમારે માટે એ જરૂરી થઈ ગયું કે તેમની આજ્ઞાઓ પ્રમાણે વર્તીએ અને તેમની સર્વે વાતોને માની લઇએ અને તેમની લાવેલી શરીઅતના પૂરેપૂરા આજ્ઞાપાલક બનીએ.

## કલેમહ શરીફ મૂળ એક કરાર અને કબૂલાત છે

કલેમહ શરીફના બન્ને ભાગ લા-ઇલાહા ઈલ્લ-લ્લાહ મુહમ્મદુર રસૂલુલ્લાહના મતલબનો ખુલાસો કરતાં જે વિવેચન ઉપર કરવામાં આવ્યું તેથી તમો સમજી ગયા હશો, કે આ કલેમો એક કરારનામું અને કબૂલાતનામું છે કે હું માત્ર અલ્લાહ તઆલાનેજ ખુદાએ બરહક, મઅબૂદ તેમ માલિક માનું છું. અને દુન્યા તથા આખેરતની પ્રત્યેક વસ્તુ પર માત્ર તેનોજ કાબૂ અને અધિકાર સમજું છું જેથી કરી હું માત્ર તેનીજ ઇબાદત તથા બંદગી કરીશ. અને બંદાને જેવી રીતે પોતાના મવલા અને ધણીના હુકમ પ્રમાણે ચાલવું જોઇએ તેવીજ રીતે હું તે ખુદાની આજ્ઞાઓ પ્રમાણે વર્તીશ. અને પ્રત્યેક વસ્તુ કરતાં વિશેષ હું તેનાથી પ્રેમ અને સંબંધ રાખીશ અને હઝરત મુહમ્મદ (સલ.)ને હું ખુદાના બરહક રસૂલ માનીને હવેથી હું એક ઉમ્મતની માફક તેમની તાબેદારી કરીશ, અને તેમની લાવેલી શરીઅતને અનુસરીશ. ખરેખર એજ કરાર અને કબૂલાતનું નામ ઈમાન છે. અને તવહીદ તથા રિસાલતની શહાદત આપવાનો એજ મતલબ અને ઉદ્દેશ છે.

જેથી કરી કલેમો પઢનાર દરેક મુસલમાનને જોઇએ કે તે પોતાને આ કરાર અને શહાદતનો પાબંદ સમજે અને તેની ઝિન્દગી એજ સિદ્ધાંત પ્રમાણે ગુજરે, કે અલ્લાહની નજીક તે એક સાચો મોમિન અને મુસ્લિમ બને અને નજાત તેમ જન્નતનો હકદાર ઠરે.

એવા ખુશનસીબો માટે ઘણી ખુશખબરીઓ આવી છે જેઓ કલેમહ શરીફના આ બન્ને ભાગ (તવહીદ તથા

રિસાલત)ને ખરા અંતઃકરણે સ્વીકારે અને દિલ, ઝબાન તેમ વર્તનથી તેની ગવાહી આપે.

બુખારી તથા મુસ્લિમ શરીફમાં હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત મુઆઝ (રદી.)ને ફરમાવ્યું કે જે કોઇ ખરા દિલથી **લા-ઈલાહા ઈલ્લ-લ્લાહ મુહમ્મદુર રસૂલુલ્લાહ**ની ગવાહી આપે તો અલ્લાહ તઆલાએ એવા માણસ પર દોઝખની આગ હરામ કરી દીધી છે.

ભાઇઓ ! **લા-ઈલાહા ઇલ્લ-લ્લાહ મુહમ્મદુર રસૂલુલ્લાહ**ની હકીકત તથા મહિમાને સારી પેઠે સમજી દિલ અને જીભ વડે તેની સાક્ષી આપો અને આ વાતનો ફેસલો કરી લો કે પોતાની ઝિન્દગી આ ગવાહી મુજબ ગુજારીશું કે જેથી અમારી ગવાહી જૂઠી ઠરે નહિ. કારણ કે એજ ગવાહી ઉપર અમારા ઈમાન તથા ઈસ્લામનો અને નજાતનો દારોમદાર છે. ત્યારે જોઇએ કે :—

**લા-ઈલાહા ઈલ્લ-લ્લાહ મુહમ્મદુર રસૂલુલ્લાહ** અમારો પાકો અકીદો અને અમારૂં ઈમાન હોય.

**લા-ઈલાહા ઇલ્લ-લ્લાહ મુહમ્મદુર રસૂલુલ્લાહ** અમારો કરાર અને એલાન હોય.

**લા-ઈલાહા ઈલ્લ-લ્લાહ મુહમ્મદુર રસૂલુલ્લાહ** અમારી ઝિન્દગીનો સિદ્ધાંત અને આખા જગત માટે અમારો સંદેશ હોય. એનેજ ફેલાવવા માટે અને ચઢીઆતો કરવા માટે અમો જીવીએ અને મરીએ.



# ઈસ્લામનો બીજો સબક

## નમાઝ

### નમાઝની મહત્તા અને તેની તાસીર

અલ્લાહ તથા રસૂલ પર ઈમાન લાવવા અને તવહીદ તથા રિસાલતની ગવાહી આપવા પછી ઇસ્લામમાં સૌથી પહેલો અને સૌથી મહાન ફર્ઝ નમાઝ છે. નમાઝ અલ્લાહ તઆલાની ખાસ ઈબાદત છે જે રાત દિવસમાં પાંચ વખત ફર્ઝ કરવામાં આવી છે. કુર્આન મજીદની અનેકાનેક આયતોમાં અને રસૂલુલ્લાહ (સલ.)ની સેંકડો હદીસોમાં નમાઝ વિષે ઘણી સખત તાકીદ ફરમાવવામાં આવી છે. અને તેને દીનનો થાંભલો ને દીનનો પાયો કહેવામાં આવી છે.

નમાઝમાં એ ખાસ તાસીર છે કે જો તેને યોગ્ય રીતે અદા કરવામાં આવે અને અલ્લાહ તઆલાને હાઝિર, નાઝિર સમજીને ધ્યાનપૂર્વક આજેઝી ને નમ્રતા સાથે પઢવામાં આવે તો તેથી માણસનું દિલ પાક સાફ થઇને તેની ઝિન્દગી સુધરી જાય છે. તથા બુરાઇઓ તેનાથી છુટી જાય છે. તેમજ નેકી તથા સચ્ચાઇની મુહબ્બત અને ખુદાનો ખોફ તેના દિલમાં પેદા થાય છે. એટલાજ માટે રસૂલુલ્લાહ (સલ.)નો દસ્તુર હતો કે જ્યારે કોઈ માણસ આપની પાસે આવી ઇસ્લામ સ્વીકારતો ત્યારે આપ તવહીદની તાલીમ આપ્યા પછી પ્રથમ તેનાથી નમાઝનોજ કરાર લેતા હતા. મતલબ કે કલેમહ પછી નમાઝજ ઇસ્લામની જડ બુન્યાદ છે.

# નમાઝ તજી દેવી અને બેનમાઝી રસૂલુલ્લાહની નજરમાં

હદીસોથી જણાય છે કે હઝરત (સલ.) નમાઝ ન પઢવાને કુફ્રની વાત અને કાફિરોની રીત ઠેરવતા હતા. અને ફરમાવતા હતા કે જે માણસ નમાઝ તજી દે તેનો દીનમાં કંઇ ભાગ નથી. જેમકે એક હદીસમાં હુઝૂર (સલ.)એ ફરમાવ્યું છે કે:—

"બંદા અને કુફ્રની વચ્ચે નમાઝ છોડવાનુંજ અંતર છે." (મિશકાત)

મતલબ કે બંદો અગર નમાઝને તજી દેશે તો કુફ્રની સાથે ભળી જશે. અને તેનું આ કૃત્ય કાફિરો જેવું કૃત્ય લેખાશે.

એક બીજી હદીસમાં આવ્યું છે કે :—

"જે નમાઝ પઢતો ન હોય તેનો ઈસ્લામમાં કંઈ પણ ભાગ નથી." (દુર્રે મનસૂર)

નમાઝ પઢવી કેવી મહાન દોલત અને કેવી નેકબખ્તી છે. અને નમાઝ છોડી દેવી કેવી ભારે બરબાદી ને કેવી બદબખ્તી છે. એનું માપ કાઢવા માટે રસૂલુલ્લાહ (સલ)ની આ એક હદીસ વધુ સાંભળો !

એક દિવસ રસૂલુલ્લાહે (સલ.) નમાઝ વિશે તાકીદ કરતાં ફરમાવ્યું કે "જે કોઇ નમાઝને સારી રીતે અને પાબંદી સાથે અદા કરશે તો તે (નમાઝ) કિયામતમાં તેના માટે નૂર થશે અને તેના માટે (ઈમાન ને ઇસ્લામની) દલીલ થશે. અને છુટકારાનું કારણ બનશે. અને જે કોઈ તેને ધ્યાનપૂર્વક ને પાબંદી સાથે અદા કરશે નહિ, તો તે તેના માટે ન તો નૂર થશે અને ન દલીલ બનશે. અને ન તેને અઝાબથી છોડવશે. વળી તે માણસ કિયામતમાં કારૂન, ફિરઔન, હામાન તથા ઉબૈબિન ખલફના સંગમાં હશે." (મિશકાત)

ભાઇઓ ! અમારામાંથી દરેક જણને વિચારવું જોઇએ કે અગર અમે સારી રીતે નિયમસર પાબંદી સાથે નમાઝ પઢવા ટેવાયાં નહિ, તો પછી અમારો હશર અમારૂં પરિણામ શું થનાર છે ?

## નમાઝ નહિ પઢનારાઓની હશ્રના મેદાનમાં ફજેતી

નમાઝ નહિ પઢનારાઓને કિયામતના દિવસે સૌથી પહેલાં જે હિણપત અને સખત રૂસ્વાઈ ઉઠાવવી પડશે તે વિષે કુર્આન મજીદની એક આયતમાં આ પ્રમાણે વર્ણન થયું છેઃ-

**યવમ યુકશફો અન સાકિંવ વ યુદઅવના ઈલ-સ્સુજૂદે ફલા યસ્તતીઊના ખાશેઅતન અબસારોહુમ તરહકોહુમ ઝિલ્લહ વ-દે કાનૂ યુદ અવના ઇલસ્સુજૂદે વ-હુમ સાલિમુન.** (પા ૨૯ સૂ. કલમ)

આ આયતનો ભાવાર્થ એ છે કે કિયામતના દિવસે (જે કે ભારે મુસીબતની ઘડી હશે, અને જગતના આરંભ કાળથી કિયામત સુધીના સૌ માણસો મહશરમાં ભેગા થશે ત્યારે) અલ્લાહ તઆલાની એક ખાસ તજલ્લી પ્રગટશે અને તે સમયે પોકારવામાં આવશે કે સૌ લોકો અલ્લાહની આગળ સિજદહમાં પડી જાઓ, તો જે ભાગ્યશાળીઓ દુન્યામાં નમાઝો પઢતા હતા અને અલ્લાહને સિજદો કર્યા કરતા હતા તેઓ તો તરતજ સિજદહમાં ચાલ્યા જશે; પરંતુ જેઓ તંદુરસ્ત, શક્તિશાળી હોવા છતાં નમાઝ પઢતા ન હતા તેઓની કમર તે સમયે પાટીઆ સમાન સખત કરી દેવામાં આવશે. અને તેઓ કાફિરોની સંગાતે ઉભા રહી જશે. સિજદો કરી શકશે નહિ અને તેઓ પર ભારે હિણપત તથા હલકાઇનો અઝાબ છવાઈ જશે. તેઓની નજરો નીચે ઢળેલી હશે ને તેઓ આંખ ઉઠાવી કંઈ જોઈ શકશે નહિ.

દોઝખના અઝાબ પહેલાં તેઓને ઝિલ્લત અને હલકાઈનો આ અઝાબ મહશરમાં તમામ દુન્યાના લોકો સામે ભોગવવો પડશે. અલ્લાહ તઆલા અમો સૌને આ અઝાબથી બચાવે.

નમાઝ ન પઢનાર માણસ વાસ્તવિક રીતે એક પ્રકારે ખુદાનો બાગી (દ્રોહી) છે. તેને જેટલો પણ ઝલીલ અને રૂસ્વા કરવામાં આવે ને જેટલી પણ શિક્ષા આપવામાં આવે બેશક તે તેનાજ પાત્ર છે. ઉમ્મતના કેટલાક ઇમામોની નઝદીક તો નમાઝને છોડનારાઓ દીનથી બહાર થએલા ને મુરતદ્દો સમાન હોઇ કત્લ કરી દેવાને લાયક છે.

ભાઇઓ! આપણે સૌએ સારી પેઠે સમજી લેવું જોઇએ કે નમાઝ વગર ઈસ્લામનો દાવો દલીલ વિનાનો નિરર્થક છે. નમાઝ પઢવીજ તે ખાસ ઈસ્લામી અમલ છે કે જે અલ્લાહ તઆલા સાથે અમારો સંબંધ જોડે છે, અને અમને તેની રહમતના હકદાર બનાવે છે.

નમાઝની બરકતો

જે માણસ પાંચ વખત અલ્લાહ તઆલાની સામે હાજર થઈ હાથ બાંધી ઉભો થાય છે. અને તેની હમ્દ તથા વખાણ કરે છે, તેની આગળ નમે છે. અને સિજદો કરે છે, તેનાથી દુઆઓ માગે છે તો તે અલ્લાહ તઆલાની ખાસ મુહબ્બત ને રહમતનો હકદાર બનાવે છે. અને દરેક વખતની નમાઝથી તેના (સગીરા) ગુનાહ માફ થઈ જાય છે. તથા તેના દિલમાં નૂર પેદા થાય છે. તેમજ તેની ઝિન્દગી ગુનાહોના મેલથી પાક સાફ બની જાય છે. એક હદીસમાં છે કે એક વાર હઝરત (સલ.)એ ઘણું સરસ ઉદાહરણ આપી ફરમાવ્યું :—

બતાવો! અગર તમારામાંથી કોઇના આંગણાંમાં વહેતી નહેર હોય જેમાં તે દરરોજ પાંચ વખત ન્હાતો હોય તો

શું તેના શરીર પર કંઈ પણ મેલ રહેશે ? (લોકોએ અરજ કરી હઝરત કંઇ રહેશે નહિ) આપે ફરમાવ્યું બસ પાંચે નમાઝોનું એવુંજ ઉદાહરણ છે. અલ્લાહ તઆલા તેની બરકતથી ગુનાહો અને ભૂલોને મટાડી આપે છે. (મિશ્કાત)

## જમાઅતની તાકીદ અને તેની ફઝીલત

### નમ્રતા અને આજેઝીની અગત્યતા

રસૂલુલ્લાહ (સલ.)ની હદીસોથી એ પણ જણાય છે કે નમાઝની ખરી ફઝીલત અને બરકત પ્રાપ્ત થવા માટે જમાઅત સાથે નમાઝ પઢવી પણ શર્ત છે. અને એની એટલી સખત તાકીદ છે કે જે લોકો બેદરકારી અને સુસ્તીને લઈ જમાઅતમાં હાજર થતા ન હતા તેઓ વિષે હઝરત (સલ.)એ એક વાર ફરમાવ્યું હતું કે "મારૂં દિલ ચાહે છે કે હું તેઓના ઘરોને આગ ચાંપી દેવડાવું." [૧]

માત્ર આ એક હદીસથી એનો અંદાજો થઈ શકે છે કે જમાઅતને તજી દેવું અલ્લાહ અને રસૂલને કેટલે દરજ્જે નાપસંદ છે.

અને સહી હદીસમાં આવ્યું છે કે જમાઅત સાથે નમાઝ પઢવાનો સવાબ એકલા પઢવા કરતાં સત્તાવીસ ગણો વધુ મળે છે. [૨]

પાબંદી સાથે જમાઅતથી નમાઝ પઢવામાં આખેરતના સવાબ ઉપરાંત એમાં બીજા પણ ઘણા મહાન લાભો સમાયલા છે. ઉદાહરણ રૂપે :—

(૧) જમાઅતની પાબંદીથી માણસમાં વખતની પાબંદીની લાયકાત પેદા થાય છે.

---

૧ મુસ્લિમ શરીફ તથા મુસનદે અહમદ.

૨ સહી બુખારી તથા સહી મુસ્લિમ.

(૨) રાત દિવસમાં પાંચ વખત મહોલ્લાના સર્વે મુસ્લિમ ભાઇઓ એક જગ્યા એકત્ર થાય છે જેનાથી ઘણા લાભો પ્રાપ્ત થઈ શકે છે.

(૩) જમાઅતની પાબંદીથી નમાઝની પૂરી પાબંદી નસીબ થાય છે. જે લોકો જમાઅતની પાબંદી નથી રાખતા, ઘણી વખત જોવામાં આવે છે કે તેઓની નમાઝો વધુ કઝા થવા પામે છે.

(૪) અને એક સૌથી મોટો લાભ એ છે કે જમાઅતની સાથે નમાઝ પઢનાર દરેક માણસની નમાઝ સંપૂર્ણ જમાઅતની નમાઝનો એક ભાગ બની જાય છે જેમાં અલ્લાહના એવા નેકોકાર સાલેહ બંદા પણ હોય છે જેઓની નમાઝ બહુ નમનતા અને આજેઝીવાળી હોય છે, કે જેને અલ્લાહ તઆલા કબૂલ ફરમાવે છે અને અલ્લાહ તઆલાની શાને કરીમીથી એજ આશા છે કે જ્યારે તે જમાઅતના અમૂક (પરહેઝગાર) લોકોની નમાઝ કબૂલ ફરમાવશે તો તેઓની સાથે નમાઝ પઢનારા બીજા (સામાન્ય) લોકોની પણ કબૂલ કરી લેશે. જો કે તેઓની નમાઝ એવા દરજ્જાની ન હોય. *

બંદા રા બ નેકાં બે-બખ્શદ કરીમ

અર્થાત-નેકોના સંગ બુરાઓને પણ દયાળુ ખુદા ક્ષમા આપે છે.

ત્યારે અમારામાંથી દરેક માણસને વિચારવું જોઇએ કે કોઈ સખત લાચારી વગર જમાઅતને છોડવી કેટલા મહાન સવાબ અને કેટલી બરકતોથી પોતાને અભાગ્ય રાખવું છે.

* જમાઅતની આ તાકીદ અને ફઝીલત માત્ર પુરૂષો માટે છે. હદીસમાં સ્પષ્ટ છે કે ઓરતોને પોતાના ઘરમાં નમાઝ પઢવાનો સવાબ મસ્જીદમાં પઢવા કરતાં વધારે મળે છે.

## ખુશૂઅ અને ખુઝૂઅ

ખુશૂઅ અને ખુઝૂઅ સાથે નમાઝ પઢવાની મતલબ એ છે કે અલ્લાહુ તઆલાને હાઝિર, નાઝિર સમજી એવી રીતે નમાઝ પઢવામાં આવે કે દિલ તેની મુહબ્બતથી ભરપૂર હોય, તેમજ તેના ખોફ તથા તેની મ્હોટાઈના ખિયાલથી ડુબેલું હોય જેવી રીતે કે એક મુજરિમ (અપરાધી) કોઈ મોટા હાકિમ અને બાદશાહની સામે ઉભો રહે છે. ઉભા રહેવાની સ્થિતિમાં વિચાર કરે કે હું મારા અલ્લાહની સામે હાઝિર છું અને તેની તાઝીમ (સનમાન) અર્થે ઉભો છું. રૂકુઅ કરે ત્યારે વિચાર કરે કે હું તેનીજ આગળ ઝુકી રહ્યો છું એવીજ રીતે સિજદો કરતી વેળા એવો વિચાર કરે કે હું તેની હુઝૂરમાં સિજદો કરી રહ્યો છું. અને તેની આગળ પોતાની હલકાઇ અને લાચારી જાહેર કરી રહ્યો છું. વળી સૌથી સારી વાત તો આ છે કે ઉભા રહેવાની હાલતમાં તથા રૂકુઅ ને સિજદામાં જે કંઇ પઢવામાં આવે તેને સમજી વિચારીને પઢે. નમાઝની ખરેખરી મઝા ત્યારેજ છે કે જે કંઇ તેમાં પઢવામાં આવે તેના અર્થ અને મતલબ સમજીને પઢવામાં આવે. (નમાઝમાં જે કંઈ પઢવામાં આવે તેના અર્થ યાદ કરી લેવા બહુ સહેલ છે.)

નમાઝમાં ખુશૂઅ અને ખુઝૂઅ અર્થાત–નમ્રતા, આજેઝી અને અલ્લાહુ તઆલા પ્રત્યે દિલ પરોવવું એ ખરેખર નમાઝની રૂહ ને તેનો આત્મા છે, અલ્લાહુ તઆલાના જે બંદા એવી નમાઝ પઢે છે તેમની નજાત તથા કામ્યાબી યકીની છે.

કુર્આન શરીફમાં છે :—

**'કદ અફ્લહલ્લ મુમેનૂનલ્લઝીના હુમ ફી સલાતેહીમ ખાશેઊન.'**

અર્થાત-કામયાબ અને સફળ તેજ ઇમાનવાળા છે જેઓ પોતાની નમાઝો ખુશૂઅ સાથે અદા કરે છે. (પારા ૧૮)

તેમજ એક હદીસ શરીફમાં છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

પાંચ નમાઝો અલ્લાહ તઆલાએ (પોતાના બંદાઓ પર) ફર્ઝ કરી છે. જે માણસે સારી રીતે વુઝૂ કરી તેને ઠીક વખતે પઢી. અને રૂકુઅ તથા સિજદા પણ જેવા કરવા જોઇએ તેવાજ કર્યા અને ઘણા ખુશૂઅની સાથે તેને અદા કર્યા તો એવા માણસ માટે અલ્લાહનો વાયદો છે કે તેને બક્ષી દેશે. અને જેણે એવું ન કર્યું (એટલે જેણે ઠીક ઠીક નમાઝ નહિ પઢી) તો તેના માટે અલ્લાહનો કોઇ વાયદો નથી; તે ચાહશે તો તેને બક્ષી દેશે અને ચાહશે તો તેને શિક્ષા કરશે. (મિશ્કાત)

અગર અમારી ઇચ્છા છે કે આખિરતના અઝાબથી મુકિત મળે અને અલ્લાહ તઆલા અમને બક્ષી દે, તો અમને જોઇએ કે આ હદીસ શરીફના બયાન મુજબ પાંચે વખતની નમાઝને અમે સારામાં સારી રીતે પઢીએ.

## નમાઝ પઢવાની રીત

જ્યારે નમાઝનો વખત થાય ત્યારે અમને જોઇએ કે પ્રથમ સારી રીતે વુઝૂ કરીએ. અને એવું સમજીએ કે અલ્લાહ તઆલાના દરબારની હાજરી માટે તેમ તેની ઇબાદત માટે આ પવિત્રતા અને સ્વચ્છતા જરૂરી છે. અલ્લાહ તઆલાનો એ ઉપકાર છે કે તેણે વુઝૂમાં પણ અમારા માટે ઘણી રહમતો તથા બરકતો રાખી છે. હદીસ શરીફમાં છે કે વુઝૂમાં શરીરના જે ભાગો અને અવયવો ધોવામાં આવે છે, તે અવયવોથી થતા ગુનાહો વુઝૂની બરકતથીજ માફ થઇ જાય

છે. અને તે ગુનાહોની નાપાક અસર જાણે વુઝૂના પાણીથીજ ધોવાઇ જાય છે.

વુઝૂ કર્યા પછી જ્યારે અમો નમાઝ માટે ઉભા રહીએ ત્યારે પોતાના દિલમાં સારી રીતે આ ખિયાલ જમાવી લેવો જોઇએ કે અમો ખતાકાર અને ગુનેહગાર બંદા હોઈ પોતાના તે માલિક અને મઅબૂદની સામે ઉભા રહીએ છીએ જે અમારા જાહેર તથા બાતિન, દ્રશ્ય અદ્રશ્ય સર્વ હાલતોને જાણે છે. અને કિયામતના દિવસે અમારે તેની સામે રજુ થવાનું છે. ત્યાર બાદ જે વખતની નમાઝ પઢવી હોય ખાસ તેજ વખતની નીયત કરીને કાયદા મુજબ કાનો સુધી બન્ને હાથ ઉઠાવી દિલથી તેમ મોઢાથી ‘અલ્લાહો અકબર’ (અલ્લાહ ઘણો મોટો છે) કહેવું જોઇએ. ફરી હાથ બાંધી અલ્લાહની આગળ હાજરીનું પુરૂં ધ્યાન આપી આ પઢવું જોઇએ :—

**“સુબ્હાનકલ્લા હુમ્મા વ–બેહમ્દેકા વ–તબારકસ્મુકા વ–તઆલા જદદુકા વ–લા ઇલાહા ગયરૂકા.”**

અર્થ–હે મારા અલ્લાહ! તું પવિત્ર છે અને તારાજ માટે સઘળા વખાણ છે, અને બરકતવાળું છે તારૂં નામ, અને તારી શાન ચઢીઆતી છે અને તારા સિવાય કોઈ મઅબૂદ નથી.

**અઊઝો બિલ્લાહે મિનશ્શયતા નિર્રજીમ**

અર્થ–હું અલ્લાહની પનાહ લઉં છું ધુતકારેલા શયતાનથી.

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

અર્થ–શુરૂ કરૂં છું અલ્લાહના નામથી જે મોટો મહેરબાન ઘણોજ રહમકર્તા છે.

**અલહમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન. અર્રહમા નિર્રહીમે માલિકે યવમિદ્દીન. ઈય્યાક નઅબુદો વ ઈય્યાક નસ્તઈન. એહદે નસ્સિરાતલ મુસ્તકીમ સિરાતલ લઝીન અનઅમ્તા અલયહિમ ગયરિલ મગદૂબે અલયહિમ વ-લદદાલ્લીન. આમીન.**

અર્થ-દરેક પ્રકારના સર્વે વખાણ ખાસ અલ્લાહને માટે છે જે સઘળા જગતનો પાલનહાર છે. મહાન કૃપાળુ અને ઘણો દયાળુ છે. કિયામતના દિવસનો માલિક છે. (હે અલ્લાહ !) તારીજ અમે બંદગી કરીએ છીએ, અને તારાથીજ અમે મદદ માગીએ છીએ, તું અમને સીધા માર્ગે ચલાવ. તેઓના માર્ગે કે જેઓ ઉપર તેં ફઝલ કર્યો છે. ન તેઓના માર્ગે જેઓ પર તારો કોપ ઉતર્યો અને ન ભટકેલાઓના માર્ગે. (હે અલ્લાહ ! મારી આ દુઆ કબૂલ કરી લે)

એના પછી કોઈ સૂરત અથવા કોઈ સૂરતનો અમૂક ભાગ પઢે. અમો અત્રે કુર્આન શરીફના છેવટની ત્રણ સૂરતો તરજુમા સાથે લખીએ છીએ.

**કુલ હુવલ્લાહો અહદ. અલ્લાહુસ્સમદ. લમ યલિદ. વ-લમ યૂલદ. વ-લમ યકુલ લહુ કુફુવન અહદ.**

અર્થ-(હે નબી !) કહી દો કે તે અલ્લાહ એકલોજ છે (તે) અલ્લાહ બેનિયાઝ છે (કોઈનો ગરજવાન નથી સૌ તેનાજ ગરજવાન છે.) તેનાથી કોઈ જનમ્યો નથી. અને ન તે કોઈથી જનમ્યો અને તેના સિવાય બીજો કોઈ નથી.

**કુલ અઊઝો બિરબ્બિલ ફલકે મિન શર્રે મા ખલક વ-મિન શર્રે ગાસેકિન ઈઝા વકબ. વ-મિન**

**શર્રિન નફ્ફાસાતે ફિલ-ઓકદે વ-મિન શર્રે હાસેદિન ઈઝા હસદ.**

અર્થ-કહે કે હું સવારના પ્રકાશના પરવરદિગારનો આશ્રય લઉં છું તેની તમામ મખલૂકની બુરાઈથી. અને અંધારાની બુરાઈથી, જ્યારે તે પ્રસરી જાય. અને ( જાદૂ ટુચકા માટે ) ગાંઠો પર ફુંકો મારનારીઓની બુરાઈથી. અને હસદ કરનારની બુરાઈથી જ્યારે તે અદેખાઈ કરે.

**કુલ અઊઝો બેરબ્બિન્નાસે મલેકિન્નાસે ઈલાહિન્નાસે મિન શર્રિલ વસ્વાસિલ ખન્નાસ. અલ્લઝી યુવસ્વિસો ફી સુદૂરિન્નાસે મિનલ જિન્નતે વન્નાસ.**

અર્થ-કહો કે હું સર્વ માણસોના પાલનહાર, સર્વના બાદશાહ અને સૌના મઅબૂદનો આસરો લઉં છું. વસવસા નાખનાર, સંતાઈ જનાર ( શૈતાન )ની બુરાઈથી જે લોકોના દિલોમાં વસવસા નાખે છે. જિન્નાતમાંથી હોય કે માણસોમાંથી.

મતલબ કે અલહમ્દો શરીફ બાદ કુર્આન મજીદની કોઈ સૂરત અથવા કોઈ સૂરતનો અમૂક ભાગ પઢવો જોઈએ. દરેક નમાઝમાં આટલી કિરાઅત એટલે આટલું કુર્આન પઢવું જરૂરી છે. જ્યારે એ કિરાઅત પઢી ચૂકે તો અલ્લાહ તઆલાની શાનની મોટાઈ અને પ્રતાપનું ધ્યાન ધરતાં દિલ અને જીભ વડે **'અલ્લાહો અકબર'** કહેતાં રૂકુઅમાં ચાલ્યો જાય અને વારંવાર (ઓછામાં ઓછું ત્રણ વાર) **"સુબ્હાન રબ્બિયલ અઝીમ"** (એટલે પાક છે મારો પરવરદિગાર જે મોટી શાનવાળો છે.) કહે.

રૂકુઅમાં જ્યારે અલ્લાહ તઆલાની પવિત્રતા અને મ્હોટાઈના આ શબ્દો મોઢે બોલે ત્યારે પણ દિલમાં તેની

પવિત્રતા તથા મ્હોટાઇનું પુરેપુરૂં ધ્યાન હોવું જોઇએ. તે પછી રૂકુઅથી માથું ઉંચકે અને કહે.

"સમે અલ્લાહો લેમન હમેદહ"

અર્થ—અલ્લાહે તે બંદાની સાંભળી (કબૂલ કરી) જેણે તેની તારીફ કરી. તેના પછી કહે.

"રબ્બના લકલ હમ્દ"

અર્થ—હે અમારા માલિક અને પાલનહાર! સર્વ વખાણ તારે માટેજ છે.

ત્યાર બાદ ફરી દિલ અને જીભ વડે 'અલ્લાહો અકબર' કહે અને પોતાના મવલાની આગળ સિજ્દહમાં પડી જાય. અને એક પછી એક બે સિજદહ કરે. અને તે સિજદહઓમાં અલ્લાહ તઆલાનું પુરૂં ધ્યાન ધરીને તેમ તેને પોતાની સામે હાજિર સમજી અને તેને સંબોધન કરીને જીભથી તેમજ દિલોજાનથી કહે અને વારંવાર કહે.

**સુબ્હાન રબ્બિયલ અઅ્લા, સુબ્હાન રબ્બિયલ આઅ્લા, સુબ્હાન રબ્બિયલ આઅ્લા.**

અર્થ—પાક છે મારો પરવરદિગાર જે બહુ ઉચ્ચ શાનવાળો છે.

સિજદહની હાલતમાં જ્યારે આ કલેમો (વાકય) ઝબાન પર હોય ત્યારે દિલમાં પોતાની પરાધીનતા; લાચારી તથા હલકાઇનો અને અલ્લાહ તઆલાની પવિત્રતા તથા અતિ ઉચ્ચતર હોવાનું સંપૂર્ણ ધ્યાન હોવું જોઇએ. આ ધ્યાન પ્રમાણમાં જેટલું વધારે અને જેટલું ઉંડું હશે, તેટલીજ નમાઝ વધુ સારી અને વધુ કીંમતી થશે. કારણ કે એજ નમાઝની રૂહ છે.

આ માત્ર એક રકઅતનું વર્ણન થયું. ફરી જેટલી નમાઝ પઢવી હોય એજ પ્રમાણે પઢવી જોઇએ. પણ એટલું ધ્યાનમાં રહે કે સુબ્હાનકલ્લા હુમ્મા માત્ર પહેલીજ રકઅતમાં પઢાય છે.

નમાઝની છેવટે અને વચ્ચે જ્યારે (કાયદામાં) બેસીએ છીએ ત્યારે અત્તહીયાત પઢીએ છીએ. જાણે તે નમાઝનો ખુલાસો અને તત્વ છે. અને તે આ છે.

**અત્તાહીયાતો લિલ્લાહે વસ્સલવાતો વત્તૈયિબાતો અસ્સલામો અલયક ઐયુહન નબિય્યો વ રેહમતુલ્લાહે વ બરકાતુહુ, અસ્સલામો અલયના વ અલા એબાદિલ્લાહી-સ્સાલેહીન, અશહદો અલ્લાએલાહા ઈલ્લ-લ્લાહો વ અશહદો અન્ન મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુહુ.**

અર્થ-અદબ અને તઅઝીમના સઘળા શબ્દો અલ્લાહને માટેજ છે, અને સઘળી ઈબાદતો તથા સદકાઓ (ખૈરાતો) અલ્લાહને માટેજ છે. હે નબી ! તમારા ઉપર સલામ અને અલ્લાહની રહમત તથા તેની બરકતો થાઓ. અમારા ઉપર તેમ અલ્લાહના નેક બંદાઓ ઉપર સલામ થાઓ. હું સાક્ષી આપું છું કે અલ્લાહ સિવાય કોઈ બંદગીના લાયક નથી. તેમ સાક્ષી આપું છું કે મુહમ્મદ (સલ.) અલ્લાહના બંદા અને તેના પયગમ્બર છે.

ત્રણ રકઅત તથા ચાર રકઅતવાળી નમાઝમાં જ્યારે બીજી રકઅત પર બેસીએ ત્યારે માત્ર આ "અત્તાહીયાત" પઢવામાં આવે છે, અને આખરી રકઅત પર જ્યારે બેસીએ ત્યારે અત્તાહીયાત પછી દુરૂદ શરીફ અને એક બીજી દુઆ પણ પઢીએ છીએ. અમો અત્રે તે બંનેને પણ લખીએ છીએ.

**અલ્લાહુમ્મા સલ્લે અલા મુહમ્મદિંવ વ અલા આલે મુહમ્મદિન કમા સલ્લયતા અલા ઈબ્રાહીમ વ અલા આલે ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ.**

**અલ્લાહુમ્મા બારિક અલા મુહમ્મદિંવ વ અલા આલે મુહમ્મદિન કમા બારકતા અલા ઈબ્રાહીમ વ અલા આલે ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ.**

અર્થ—ઓ અલ્લાહ! તું હઝરત મુહમ્મદ (સલ.) પર તથા મુહમ્મદ (સલ.)ની આલ ઉપર ખાસ રહમત મોકલ. જેવા કે તેં ખાસ રહમત ઈબ્રાહીમ (અલૈ.) પર તથા ઈબ્રાહીમની આલ પર મોકલી છે. ખચીત તું મહાન તારીફને લાયક તથા બુઝુર્ગીવાળો છે. ઓ અલ્લાહ! તું હઝરત મુહમ્મદ (સલ.)ની તથા તેમની આલ પર બરકતો ઉતાર જેવી કે તેં ઈબ્રાહીમ (અલૈ.) પર તથા ઈબ્રાહીમની આલ પર બરકતો નાઝિલ કરી. બેશક તું અતિ વખાણને પાત્ર બુઝુર્ગીવાળો છે.

આ દુરૂદ શરીફ મૂળ રસૂલુલ્લાહ (સલ.) માટે તથા આપની આલ માટે (એટલે આપના ઘરવાળાઓ તથા આપની સાથે દીની સંબંધ રાખનારાઓ માટે) રહમત તથા બરકતની દુઆ છે. આ દીની નેઅમત તથા નમાઝની દોલત અમને રસૂલુલ્લાહ (સલ.)ની મારફતેજ પ્રાપ્ત થઇ છે જેથી અલ્લાહ તઆલાએ હુઝૂરના આ એહસાનનો આભાર માનવા અર્થે અમારા ઉપર મુકર્રર કરવામાં આવ્યું છે કે જ્યારે નમાઝ પઢીએ તો તેની આખરીમાં હુઝૂર (સલ.) માટે તેમ આપની આલ માટે પણ રહમત તથા બરકતની દુઆ કરીએ.

ત્યારે અમને જોઇએ કે દરેક નમાઝની આખરીમાં અત્તહીયાત પઢી રહ્યા પછી અમો હુઝૂરના આ એહસાનને યાદ કરતાં ખરા અંતઃકરણે તેમના ઉપર આ દુરૂદ શરીફ પઢીએ. અને તેમના માટે રહમત તથા બરકતની દુઆ માગીએ.

ફેરી દુરૂદ શરીફ પછી પોતાના માટે આ દુઆ માગીએ, અને તે બાદ સલામ ફેરવીએ.

**અલ્લાહુમ્મા ઈન્ની ઝલમતો નફસી ઝુલમન કસીરંવ વ ઈન્નહુ લા-યગફિરૂઝ ઝુનૂબા ઈલ્લા અન્તા ફગ-ફિરલી મગફિરતમ મિન ઈન્દિક વરહમની ઈન્નક અન્તલ ગફુરૂર રહીમ.**

અર્થ-હે અલ્લાહ ! મેં મારા જાન પર ઘણોજ ઝુલ્મ કર્યો છે, (અને તારી આજ્ઞા પાલન તથા ઈબાદતમાં મારાથી ભારે કસૂર થયો છે) અને તારા સિવાય કોઇ પણ ગુનાહોને બક્ષનાર નથી. તો તું મને માત્ર પોતાના ફઝલથી બક્ષી દે, અને મારા ઉપર રહમ કર. બેશક તુંજ બક્ષનાર ઘણો રહમકર્તા છે.

આ દુઆમાં પોતાની કસૂરો તથા ગુનાહોનો ઇકરાર છે. અને અલ્લાહ તઆલાની બક્ષીશ અને દયાની યાચના છે. ખરેખર બંદાઓ માટે લાયક એજ છે કે તે નમાઝ જેવી ઈબાદત કરવા પછી પણ પોતાની કસૂરનો ઈકરાર કરે. અને પોતાને દોષિત તથા ગુનેહગાર સમજે. અને અલ્લાહ તઆલાની બક્ષિશ તેમ તેની રહમતને પોતાનો આશ્રય સમજે. અને ઇબાદતના કારણે તેમાં કંઇ ગર્વ ઉત્પન્ન થવા પામે નહિ. કારણ કે અલ્લાહ તઆલાની ઈબાદતનો હક અમારાથી કોઈ પણ રીતે અદા થઈ શકતો નથી.

આ સબકમાં નમાઝ વિષે જેટલું વર્ણન કરવું હતું તે સઘળું વર્ણન કરી દીધું. છેવટમાં અમો ફરી કહીએ છીએ કે નમાઝ એવી કીમીયા સમાન તાસીરવાળી ઈબાદત છે કે અગર તેને ધ્યાનપૂર્વક ( મતલબ ) સમજીને અને ખુશૂઅ, ખુઝૂઅની સાથે અદા કરવામાં આવે જેમકે ઉપર અમે બતાવ્યું છે તો તે માણસને આમાલ અને અખલાકમાં

ફરિશ્તા બનાવી શકે છે. ભાઇઓ! નમાઝની મહત્તા અને કીંમત સમજો.

રસૂલુલ્લાહ (સલ.)ને પોતાની ઉમ્મત વિષે નમાઝ પર કાયમ રહેવાની એટલી ફિકર હતી, કે છેક છેલ્લી ઘડીએ જ્યારે કે હુઝૂર આ દુન્યાને ત્યાગી રહયા હતા અને જીભથી કંઈ બોલવું પણ ભારે હતું, ત્યારે પણ આપે પોતાની ઉમ્મતને નમાઝ ઉપર કાયમ રહેવા અને તેને કદી નહિ છોડવા વિષે ભારપૂર્વક વસીયત ફરમાવી હતી.

ત્યારે આજે જે મુસલમાનો નમાઝ પઢતા નથી અને નમાઝને કાયમ કરવા તથા તેને રિવાજ આપવાની કોશિશ નથી કરતા, તેઓ ખુદા વાસ્તે વિચારે કે કિયામતના દિવસે તેઓ કેમ કરી હુઝૂરની સામે જઇ શકશે. અને કેવી રીતે તેમનાથી આંખો મેળવી શકશે! જ્યારે કે તેઓ હુઝૂરની આખરી વસીયતને પણ પાયમાલ કરી રહયા છે!

આવો આપણે સઘળા હઝરત ઇબ્રાહીમ (અલૈ)ના શબ્દોમાં દુઆ કરીએ.

**રબ્બિજ અલની મુકીમસ્સલાતે વ મિન ઝુર્રીયતી રબ્બના વ તકબ્બલ દુઆ. રબ્બનગ ફિરલી વ-લે વાલેદચ્યા વ-લિલ મુઅમેનીન યવમ યકૂમુલ હિસાબ.**

અર્થ-હે પરવરદિગાર! મને તથા મારી અવલાદને નમાઝ કાયમ રાખનાર બનાવ. હે પરવરદિગાર! મારી દુઆ કબૂલ ફરમાવ. હે પરવરદિગાર! મને તથા મારા માબાપને તેમ સૌ ઈમાનવાળાઓને કિયામતના દિવસે બક્ષી દેજો.

★

# ઈસ્લામનો ત્રીજો સબક

## ઝકાત

ઈસ્લામના મૂળ બુન્યાદી શિક્ષણમાં ઈમાન તથા નમાઝ પછી ઝકાતનો દરજ્જો છે. જાણે તે ઇસ્લામનો ત્રીજો રૂકન છે.

### ઝકાતનું ફર્ઝ હોવું અને તેની ખાસ અગત્યતા

કુર્આન મજીદમાં ઠેકઠેકાણે નમાઝની સાથે સાથે ઝકાતની પણ તાકીદ કરવામાં આવી છે. અગર તમો કુર્આન શરીફની તિલાવત કરતા હશો, તો તેમાં અનેક જગ્યાએ પઢયું હશે કે **"અકીમુસ્સલાત વ આતુઝ ઝકાત"** (અર્થાત નમાઝ કાયમ કરો ને ઝકાત આપતા રહો) અને કેટલીક જગ્યાએ મુસલમાનોના ખાસ સદગુણ એ વર્ણન કરવામાં આવ્યા છે કે **"અલ્લઝીન યોકીમુનસ્સલાતા વ યૂતૂનઝ-ઝકાતા"** (અર્થાત-તેઓ નમાઝ પઢે છે તથા ઝકાત આપે છે) એથી જણાયું કે જે લોકો નમાઝ નથી પઢતા ને ઝકાત નથી આપતા તેઓ ખરા મુસલમાન નથી. કારણ કે ઈસ્લામની જે વાતો અને જે સદગુણો ખરા મુસલમાનોમાં હોવાં જોઈએ તે તેઓમાં નથી.

સારાંશ કે નમાઝ ન પઢવી અને ઝકાત ન આપવી કુર્આન શરીફના બયાન પ્રમાણે મુસલમાનોનું લક્ષણ નથી બલ્કે કાફિરો, મુશરિકોનું લક્ષણ છે. નમાઝ સંબંધી સૂરએ રૂમની એક આયતમાં ફરમાવ્યું છે :—

**અકીમુસ્સલાતા વ-લા તકૂનૂ મિનલ મુશરેકીન**

અર્થાત–નમાઝ કાયમ કરો (અને નમાઝ છોડી) મુશરિકોમાંથી ન થાઓ.

અને ઝકાત ન આપવાને મુશરિકો તથા કાફિરોનું લક્ષણ સૂરએ ફુસ્સેલતની આ આયતમાં બતાવવામાં આવ્યું છે.

**વયલુલ લિલ મુશરિકીન–લ્લઝીન લા–યૂતૂનઝ ઝકાત વહુમ બિલ આખેરતે હુમ કાફિરૂન.**

અર્થાત–તે મુશરિકોની ભારે ખરાબી છે અને તેઓનું પરિણામ ઘણું માઠું આવનાર છે, જેઓ ઝકાત નથી આપતા, અને તેઓ આખેરતનો નકાર કરનાર તથા કાફિર છે.

## ઝકાત ન આપવાનો દુઃખદ અઝાબ

આ ઝકાત નહિ આપનારાઓનું જે માઠું પરિણામ કિયામતમાં થનાર છે અને જે શિક્ષા તેઓને મળનાર છે, તે એટલી સખત છે કે તેને સાંભળતાંજ રૂંવાટા ઉભા થઈ જાય છે અને દિલ ધ્રુજવા લાગે છે. સૂરએ તવબહમાં ઈરશાદ ફરમાવ્યું છે :

**વલ્લઝીન યકનેઝુનઝ ઝહબ વલ–ફિઝ્ઝતા વલા યુન્ફેકૂનહા ફી સબીલિલ્લાહે ફ–બશ્શેરહુમ બેઅઝાબિન અલીમ. યવમ યોહમા અલયહા ફી નારે જહન્નમ ફ–તુકવા બિહા જેબાહુહુમ વ જુનૂબુહુમ વ ઝુહૂરૂહુમ હાઝા મા કનઝતુમ લિ–અનફુસેકુમ ફ–ઝૂકૂ મા કુન્તુમ તકનિઝૂન.** ( સૂ. તવબહ )

અર્થાત–અને જે લોકો (કંજુસીથી) સોના અને ચાંદીનો ખઝાનો એકઠો કરે છે, પણ તેને અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરતા નથી; (એટલે તેઓ પર જે ઝકાત વગેરે ફર્ઝ

છે, તેને અદા કરતા નથી) તો હે રસૂલ ! તમો તેઓને દુ:ખદાયક અઝાબની ખબર સંભળાવી દો. જે દિવસે કે તેઓની પેશાનીઓ તથા તેઓના પડખાંઓ અને પીઠો ડામવામાં આવશે. (અને કહેવામાં આવશે કે) આ તેજ માલ દોલત છે જેને તમે તમારા માટે એકઠું કર્યું હતું, તો હવે પોતાની સંગ્રહ કરેલી દોલતની મજા ચાખો. (પા. ૧૦ સૂરએ તવબહ)

આ આયતના મઝમુનનો ખુલાસો હુઝૂર (સલ)એ એક હદીસમાં પણ બયાન કર્યો છે તે હદીસનો તરજુમો આ છે:—

જે માણસ પાસે સોનું, ચાંદી (એટલે માલ દોલત) હોય અને તે તેનો હક અદા ન કરે, (એટલે ઝકાત વગેરે આપતો ન હોય) તો કિયામતના દિવસે તેના માટે આગની તખ્તીઓ તૈયાર કરવામાં આવશે. ફરી તેને દોઝખની આગમાં વધુ તપાવી તેના વડે તે માણસની પેશાની, પડખાં તથા પીઠને ડામવામાં આવશે. અને વારંવાર એવીજ રીતે તે તખ્તીઓને દોઝખની આગમાં તપાવી તે માણસને ડામવામાં આવશે. અને કિયામતના દિવસની પૂરી મુદ્દતમાં એ અઝાબનો સિલસિલો જારી રહેશે. અને એ મુદ્દત પચાસ હઝાર વર્ષની હશે. (તો જાણે પચાસ હઝાર વર્ષ લગી તેને આ દુ:ખદાયક અઝાબ થતો રહેશે.)

કેટલીક હદીસોમાં ઝકાત નહિ આપનારાઓ માટે એ ઉપરાંત બીજા પ્રકારના સખત અઝાબનું પણ વર્ણન થયું છે. અલ્લાહ તઆલા અમને પોતાના અઝાબથી બચાવે.

અલ્લાહ તઆલાએ જે લોકોને સુખી અને માલદાર બનાવ્યા છે, તેઓ અગર ઝકાત નહિ આપે અને અલ્લાહની આજ્ઞા પ્રમાણે તેના માર્ગમાં ખર્ચ નહિ કરશે તો બેલાશક તેઓ બહુજ નાશુકરા અને મોટા ઝાલિમ છે. અને કિયામતમાં

તેઓને જે સખતમાં સખત શિક્ષા કરવામાં આવે તે તદ્દન યોગ્ય જ છે.

## ઝકાત ન આપવી ઝુલ્મ અને નેઅમતની બેકદરી છે

પછી એ પણ વિચારવું જોઇએ કે ઝકાત અને સદકાઓથી અસલમાં પોતાના જ ગરીબ અને નિરાધાર ભાઇઓની સેવા થાય છે, તો ઝકાત નહિ કાઢવી ખરૂં જોતાં પોતાના તે ગરીબ અને લાચાર ભાઇઓ પ્રત્યે ઝુલ્મ કરવો અને તેઓનો હક મારવો છે.

ભાઇઓ ! જરા વિચાર કરો અમારી ને તમારી પાસે જે કંઈ માલ દોલત છે તે સૌ અલ્લાહુ તઆલાનીજ તો અર્પણ કરેલી છે, અને અમે પોતે પણ તેના જ બંદા તથા તેના જ ઉત્પન્ન કરેલા છીએ. ત્યારે જો તે અમારાથી અમારા સઘળા માલની પણ માગણી કરે, બલ્કે પ્રાણ સુદ્ધાં આપવાનું કહે, તો આપણી ફર્ઝ છે કે વગર આનાકાનીએ સર્વ કંઈ આપી દઇએ. આ તો તેની મહાન કૃપા છે કે પોતાનાજ આપેલા માલમાંથી માત્ર ચાલીસમો ભાગ કાઢવાનો તેણે હુકમ કર્યો છે.

## ઝકાતનો સવાબ

ફરી અલ્લાહ તઆલાનો બીજો ભારે ઉપકાર અને એહસાન એ છે કે તેણે ઝકાત તથા સદકાનો બહુ મોટો સવાબ મુકર્રર કર્યો છે, કે ઝકાત અથવા સદકો આપનાર બંદો જે કંઈ આપે છે તે અલ્લાહ તઆલાના અર્પણ કરેલા માલમાંથીજ આપે છે તેથી જો અલ્લાહપાક તેના ઉપર કંઈજ સવાબ ન આપત તો તદ્દન વાજબી હતું, પરંતુ આ પણ તેનો નર્યો ઉપકારજ છે કે તેના આપેલા માલમાંથી અમે જે કંઈ તેના હુકમ અનુસાર ઝકાત અથવા સદકાના નામે તેના

માર્ગમાં ખર્ચ કરીએ છીએ તો તે તેનાથી ઘણો રાજી થાય છે. અને તેના ઉપર બહુ મોટા સવાબોનો વાયદો ફરમાવે છે. કુર્આન મજીદમાં ઈર્શાદ છે :—

**મસલુ-લ્લઝીન યુન્ફેકૂન અમવાલહુમ ફી-સબીલિલ્લાહે કે-મસલે હબ્બતિન અમ્બતત સબ્આ સનાબિલા ફી કુલ્લે સુમ્બુલતિન મેઅતો હબ્બહ. વલ્લાહો યુદાએફો લેમંય્યશાઓ વલ્લાહો વાસેઉન અલીમ. અલ્લઝીન યુન્ફેકૂન અમવાલહુમ ફી-સબીલિલ્લાહે સુમ્મા લા-યુત્બેઊન મા-અન્ફકૂ મન્નંવ વલા અઝલ-લહુમ અજરૂહુમ ઈન્દ રબ્બિહિમ વ-લા ખવફુન અલયહિમ વ-લાહુમ યહઝનૂન.** ( પા. ૩ )

અર્થાત-જે લોકો પોતાનો માલ અલ્લાહની રાહમાં ખર્ચ કરે છે તેઓમાં તે ખર્ચવાની મિસાલ ( ખુદાને ત્યાં ) તે દાણા સમાન છે જે ( નો છોડ ઉગીને તે ) સાત કંટીઓ કાઢે અને દરેક ડૂંડામાં સો દાણા હોય, અને જેને અલ્લાહ ચાહે છે તેના માટે એથી વધુ કરી આપે છે; અને અલ્લાહ ઘણો ઉદાર અને સર્વ કંઈ જાણકાર છે. જે લોકો પોતાનો માલ અલ્લાહની રાહમાં ખર્ચ કરે છે ફરી ખર્ચ કર્યા પછી ( જીભથી ) ઉપકાર જણાવતા કે ( વર્તનથી ) સતવતા નથી, તેઓ માટે તેમના પરવરદિગાર પાસે મહાન સવાબ છે. અને ( કિયામતમાં ) ન તેઓને ( સવાબ ઘટવાનો ) કંઈ ડર છે અને ન તેઓ દિલગીર થશે.

આ આયતમાં ઝકાત આપનારાઓ અને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરનારાઓ માટે અલ્લાહના તરફથી ત્રણ વાયદા કરવામાં આવ્યા છે.

(૧) જેટલું તેઓ ખર્ચ કરે છે અલ્લાહ તેઓને તેના બદલે સેંકડો ગણું વધારે આપશે.

(૨) તેઓને ઘણો અજર અને સવાબ તેમ મોટી મોટી ને'મતો મળશે.

(૩) કિયામતના દિવસે તેઓને કંઈ ડર, ચિંતા કે દિલગીરી થશે નહિ. સુબ્હાનલ્લાહ !

ભાઈઓ ! અલ્લાહ તઆલાના આ વાયદા ઉપર સહાબાએ કિરામ (રદી.)ને પૂરેપૂરૂં યકીન હતું જેથી કરી તેઓની એ હાલત હતી કે જ્યારે અલ્લાહની રાહમાં સદકો આપવા સંબંધી ફઝીલતની તથા સવાબની આયતો હુઝૂર પર ઉતરી અને તેઓએ હઝરત (સલ.)થી તેનું બયાન સાંભળ્યું તો તેઓમાં જે ગરીબ હતા અને સદકો આપવાને તેઓ કને પૈસો પણ ન હતો તેઓ પણ સદકો આપવાના ઈરાદાથી મજુરી કરવા પોતના ઘરોથી નીકળી પડયા અને પોતાની પીઠ ઉપર ભાર ઉંચકી ઉંચકીને તેઓએ પૈસા કમાયા અને ખુદાની રાહમાં સદકો કર્યો. (રિયાઝુસ્સાલેહીન)

છેવટમાં અમે માત્ર બીજી એક હદીસ નકલ કરી ઝકાતનું વર્ણન સમાપ્ત કરીએ છીએ. હદીસની પ્રખ્યાત કિતાબ અબૂ દાવૂદ શરીફમાં રિવાયત છે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

ત્રણ વાતો એવી છે કે જેણે તેને અખત્યાર કરી તેણે ઈમાનની મજા ચાખી લીધી. પ્રથમ એ કે માત્ર અલ્લાહનીજ બંદગી કરે. બીજી એ કે લા-ઇલાહા ઈલ્લ-લ્લાહ પર તેને સાચું ઈમાન અને એતેકાદ હોય. ત્રીજી એ કે પ્રત્યેક વર્ષે દિલની પૂરી ખુશી સાથે પોતાના માલની ઝકાત અદા કરે.

(તો જે માણસ આ ત્રણ વાતોને અપનાવશે તેને ઇમાનની મજા અને મીઠાશ પ્રાપ્ત થશે.)

અલ્લાહ તઆલા અમો સૌને ઇમાનની મજા અને તેની લિજ્જત નસીબ કરે.

## ઝકાત, સદકાતના કેટલાક દુન્યવી ફાયદા

ઝકાત અને સદકાત ઉપર જે સવાબ તથા જે ઇન્આમ અલ્લાહ તઆલા તરફથી આખેરતમાં મળશે તે સિવાય આ દુન્યાની ઝિન્દગીમાં પણ તેનાથી કેટલાક ફાયદા પ્રાપ્ત થાય છે. ઉદાહરણ રૂપે ઝકાત અને સદકાત અદા કરનાર મોમિનનું દિલ ઘણું ખુશ અને સંતોષી રહે છે. ગરીબોને તેના ઉપર ઈર્ષા થતી નથી. બલકે તેઓ તેની ભલાઈ ઇચ્છે છે. તેના તરફ મુહબ્બતની નઝરથી જુએ છે. સામાન્ય દુન્યાની નઝરોમાં પણ એવા માણુસનું ઘણું માન હોય છે. અને સર્વે લોકોની મુહબ્બત તથા હમદર્દી એવા માણુસને હાસિલ થાય છે. અલ્લાહ તઆલા તેના માલમાં ઘણી બરકત આપે છે.

અલ્લાહ તઆલા અમને તવફીક આપે કે રસૂલુલ્લાહ (સલ.)ની આજ્ઞા અને ઈસ્લામી તાલીમ પ્રમાણે ચાલીને અમો દીન તથા દુન્યાની ને'મતો અને દોલતો પ્રાપ્ત કરીએ.

★

# ઈસ્લામનો ચોથો સબક

## રોઝહ

<u>રોઝહની મહત્તા અને ફરજીયત</u>

ઈસ્લામની બુન્યાદી તઅલીમમાં ઈમાન, નમાઝ અને ઝકાત પછી રોઝહનો દરજો છે. કુર્આન શરીફમાં ફરમાવ્યું છે :—

**"યા અય્યોહલ્લઝીન આમનૂ કુતિબ અલયકુમુ-સ્સિયામો કેમા કુતિબ અલલ લઝીન મિન કબલિકુમ લ-અલ્લકુમ તત્તકૂન."** (પા. ૨. સૂ. બકરહ)

અર્થાત-હે ઈમાનવાળાઓ! તમારા ઉપર રોઝહ ફર્ઝ કરવામાં આવ્યા છે જેવી રીતે કે તમારાથી પહેલાં (આગલી ઉમ્મત)ના લોકો પર ફર્ઝ કરવામાં આવ્યા હતા કે જેથી તમારામાં પરહેઝગારીનો ગુણ પેદા થાય.

ઈસ્લામમાં પુરા રમઝાન માસના રોઝહ ફર્ઝ છે. જે માણુસ કોઈ ઉઝર અને લાચારી વગર રમઝાન માસનો એક પણ રોઝો છોડી દે તો તે ઘણોજ સખત ગુનેહગાર છે.

એક હદીસમાં છે કે :—

જે માણુસ કોઈ લાચારી કે બીમારી વગર રમઝાનનો એક પણ રોઝો છોડી દે તે જો તેના બદલે પોતાની આખી ઉમર રોઝહ રાખે તો પણ તેનો પૂરો હક અદા થઇ શકે નહિ. (મિશ્કાત)

## રોઝહનો સવાબ

રોઝહમાં ઇબાદતની નીયતથી ખાવા પીવા અને નફ્સાની ખ્વાહીશ પૂર્ણ કરવાથી પોતાના નફ્સને રોકવામાં આવે છે. અને અલ્લાહની ખાતરજ પોતાની ઈચ્છાઓ તથા લિજ્જતોને કુરબાન કરવામાં આવે છે. જેથી અલ્લાહે એનો સવાબ પણ ઘણોજ વધુ રાખ્યો છે. એક હદીસમાં છે :—

"જે માણુસ પૂરા ઈમાન તથા યકીન સાથે અને અલ્લાહની રઝામંદી પ્રાપ્ત કરવા માટે અને તેનાથી સવાબ હાસિલ કરવા અર્થે રમઝાનના રોઝા રાખે તો તેના આગલા સર્વ ગુનાહ માફ કરી દેવામાં આવશે.

એક બીજી હદીસમાં છે :—

રોઝદાર માટે ખુશીના ખાસ બે મોકા છે. એક ખાસ ખુશી તેને ઇફતાર (રોઝો છોડતી) વખતે આ દુન્યામાં જ પ્રાપ્ત થાય છે. અને બીજી ખુશી આખેરતમાં અલ્લાહની સામે હાજર થતાં અને તેના દરબારમાં પહોંચતી વેળા પ્રાપ્ત થશે. (મિશ્કાત શરીફ)

એક બીજી હદીસમાં આવ્યું છે :—

રોઝહ જહન્નમની આગથી બચાવનાર ઢાલ છે અને એક સંગીન કિલ્લો છે (જે રોઝદારને દોઝખની આગથી બચાવશે.) (મિશ્કાત શરીફ)

એક બીજી હદીસમાં આવ્યું છે કે :—

રોઝદાર માટે રોઝો પોતે અલ્લાહ તઆલાથી ભલામણ કરશે કે આ બંદાએ દિવસના ખાવું પીવું તથા નફ્સાની ખ્વાહિશનું પુરૂં કરવું મારી ખાતરજ છોડી દીધું હતું (માટે એને બક્ષી દેવામાં આવે, અને પૂરેપૂરો અજર આપવામાં

આવે) તો અલ્લાહ તઆલા રોઝહની આ ભલામણ સ્વીકારી લેશે. (મિશ્કાત)

એક હદીસમાં છે કે :—

રોઝદારના મ્હોંની વાસ (જે કેટલીક વખતે જઠર ખાલી હોવાથી પેદા થાય છે) અલ્લાહની નઝદીક કસ્તુરી (મુશ્ક)ની સુગંધી કરતાં વધુ સારી છે. (મિશ્કાત)

આ હદીસોમાં રોઝહની જે ફઝીલતો વર્ણન થઈ છે એ સિવાય એની એક વિશેષતા એ છે કે રોઝો ઈન્સાનને બીજા પશુઓ ઉપર શ્રેષ્ઠતા આપે છે.

જ્યારે ઇચ્છા થઈ ખાઈ પી લીધું, જ્યારે કામવાસના થઇ પોતાના જોડાથી વાસના પૂરી કરી લીધી એ પ્રાણીઓનો સ્વભાવ છે. અને તદ્દન ન ખાવું ન પીવુ અને જોડાથી મજા પ્રાપ્ત ન કરવી એ ફરિશ્તાઓની શાન છે. મતલબ કે રોઝો રાખી માણસ બીજા પશુઓ ઉપર શ્રેષ્ઠતા મેળવે છે અને તેનો ફરિશ્તાઓ સાથે એક પ્રકારનો સંબંધ જોડાય છે.

## રોઝહનો ખાસ ફાયદો

રોઝહનો એક ખાસ લાભ એ છે કે એના વડે માણસમાં તકવા અને પરહેઝગારીનો ગુણ પેદા થાય છે. અને પોતાની નફસાની ખ્વાહિશ (મનેચ્છાઓ) ઉપર કાબૂ મેળવવાની શકિત આવે છે. અને અલ્લાહના હુકમના મુકાબલામાં પોતાની નફસાની ખ્વાહિશ તથા મનેચ્છાને દાબી દેવા ટેવાય છે, તેમજ આત્મા શુદ્ધ બને છે અને તે કેળવાય છે.

પરંતુ આ સઘળી વાતો ત્યારેજ પ્રાપ્ત થઈ શકે છે કે રોઝો રાખનાર પોતે પણ તેને હાસિલ કરવાની ઇચ્છા રાખે.

અને રોઝહમાં તે તમામ વાતોનો ખ્યાલ રાખવામાં આવે જેની રસૂલુલ્લાહ (સલ.)એ હિદાયત ફરમાવી છે. એટલે ખાવા પીવા સિવાય સર્વે ન્હાના મોટા ગુનાહોથી પણ બચેલો રહે. જૂઠું બોલે નહિ, ગીબત કરે નહિ, કોઈ સાથે લડે ઝગડે નહિ. મતલબ કે રોઝાની સ્થિતિમાં સર્વે જાહેરી અને બાતેની ગુનાહોથી સંપૂર્ણ રીતે બચેલો રહે. જેવી રીતે કે હદીસોમાં એની તાકીદ કરવામાં આવી છે.

સારાંશ કે અગર એવી રીતે કામિલ રોઝો રાખવામાં આવે તો ઇન્શા અલ્લાહ તે તમામ ફાયદા પ્રાપ્ત થઇ શકે છે જેનું વર્ણન કરવામાં આવ્યું. અને એવા રોઝહ માણસને ફરિશ્તા સિફત બનાવી શકે છે. અલ્લાહ તઆલા અમને સૌને તવફીક આપે કે રોઝહની હકીકત તથા તેના દરજ્જા અને મહત્તાને સમજીએ અને તેના કારણે પોતાની અંદર તકવા તથા પરહેઝગારીના ગુણો પેદા કરીએ.

રોઝહ વિષે અત્રે અમોએ ઘણાજ ટુંકાણમાં લખ્યું છે. જે સાહેબો રોઝહની મહત્તા તથા તેની શ્રેષ્ઠતા અને તેની તાસીરો સંબંધી એથી વધુ સવિસ્તાર વાંચવા ચાહે તો તે અમારો રિસાલો "બરકાતે રમઝાન" (ઉર્દૂ) વાંચે. આ વિષય ઉપરજ ખાસ અને બહુ પરિપૂર્ણ રિસાલો છે.



# ઈસ્લામનો પાંચમો સબક

## હજ્જ

<u>હજ્જની ફરજીયત</u>

ઈસ્લામના અરકાનો પૈકી છેલ્લો રૂકન હજ્જ છે. કુર્આન મજીદમાં હજ્જના ફર્ઝ હોવાની જાહેરાત કરતાં ફરમાવ્યું છે કે :—

**વ-લિલ્લાહે અલન્નાસે હિજ્જુલ બયતે મનિસ તતાઅ ઈલયહે સબીલા. વ-મન કફર ફઈન્નલ્લાહ ગનિયુન અનિલ આલમીન.**

અર્થાત-અને અલ્લાહુને માટે તે લોકોને શિર આ ઘર (બૈતુલ્લાહ )ની હજ્જ ફર્ઝ છે જેઓ ત્યાંસુધી પહોંચવાની શકિત રાખતો હોય; અને જે લોકો ન માને તો ફરી અલ્લાહ પણ કુલ જહાનથી બેપરવા છે. (પા. ૪ સૂ. આલે ઈમ્રાન)

આ આયતમાં હજ્જના ફર્ઝ હોવાની જાહેરાત છે. અને તેની સાથે એ પણ બતાવવામાં આવ્યું છે કે તે માત્ર એવા લોકો ઉપર ફર્ઝ છે કે જેઓ ત્યાં પહોંચવાની હેસીયત રાખે છે.

અને આ આયતની આખરીમાં એ વાતનો પણ ઈશારો છે કે જે લોકોને અલ્લાહ તઆલાએ હજ્જ કરવાની શકિત આપી હોય, અને તે નાશુકરીથી હજ્જ ન કરે ( જેમકે વર્તમાન સમયના ઘણા ધનવાનો કરતા નથી ) તો અલ્લાહ તઆલા સૌથી બેનિયાઝ અને બેપરવા છે. જેથી તેઓના હજ્જ ન કરવાથી તેનું કંઇ બગડવાનું નથી. બલકે આ

નાશુકરી અને ને'મતની બેકદરીના કારણે તે પોતેજ તેની રહમત તથા કૃપાથી અભાગ્ય રહેશે. અને તેઓનું પરિણામ ખુદા ન કરે ઘણું ખરાબ આવશે.

રસૂલુલ્લાહ (સલ.)ની એક હદીસમાં છે કે "અલ્લાહ તઆલાએ જે માણસને એટલું આપ્યું હોય કે તે હજ્જ કરવા શકિતમાન હોય; પરંતુ તે છતાં તે હજ્જ ન કરે તો ભલે તે યહૂદી થઇને મરે કે નસરાની થઇને મરે એની કંઈ પરવા નથી."

ભાઇઓ ! અગર અમારા દિલમાં ઈમાન ઇસ્લામની જરા પણ કદર હોય, અને અલ્લાહ તથા રસૂલથી કંઈ પણ સંબંધ હોય તો આ હદીસ જાણી લેવા પછી અમારામાંથી કોઇ એવા માણસને હજ્જથી મહરૂમ ન રહેવું જોઇએ જે ત્યાં પહોંચવા શકિતમાન હોય.

## હજ્જની ફઝીલતો અને બરકતો

ઘણી હદીસોમાં હજ્જની તથા હજ્જ કરનારની બહુ ફઝીલતો આવી છે. અમો અત્રે માત્ર બે ત્રણ હદીસો બયાન કરીએ છીએ.

એક હદીસમાં છે કે :—

હજ્જ અને ઉમરહ માટે જનાર લોકો અલ્લાહ તઆલાના ખાસ મહેમાન છે. જો તેઓ અલ્લાહ તઆલાથી દુઆ કરે તો અલ્લાહ તેઓની દુઆ કબૂલ કરે છે. અને જો તેઓ મગફેરત ચાહે તો તેઓને બક્ષી દે છે. ( મિશ્કાત )

એક બીજી હદીસમાં છે કે :—

જે માણસ હજ્જ કરે અને તેમાં નિર્લજ્જતા વગેરે કોઇ બુરૂં કામ ન કરે અને અલ્લાહની નાફરમાની ન કરે

તો તે ગુન્હાઓથી એવો પાક સાફ થઇને પાછો ફરશે જેવો કે તે પોતાના જન્મ વખતે તદ્દન બેગુનાહ હતો. (મિશ્કાત)

એક બીજી હદીસમાં છે કે :—

જે હજ્જ નિખાલસતાથી અને તદ્દન યોગ્ય રીતે અદા કરવામાં આવી હોય અને તેમાં કોઇ પ્રકારની ખામી કે બુરાઈ થવા પામી ન હોય તો તેનો બદલો જન્નત સિવાય બીજો નથી. ( મિશ્કાત )

<u>હજ્જની નગદ લજ્જતો</u>

હજ્જની બરકતથી ગુનાહોની માફી અને જન્નતની ને'મતો પ્રાપ્ત થાય છે. તે તો ઇન્શા અલ્લાહ સંપૂર્ણ રીતે આખેરતમાં મળીને રહેશે; પરંતુ અલ્લાહુ તઆલાની તજલ્લીની ખાસ જગ્યા બયતુલ્લાહ શરીફ નિહાળી અને મક્કા મુઅઝ્ઝમહના ખાસ તે સ્થળો જ્યાં હઝરત ઇબ્રાહીમ તથા ઈસ્માઇલ અલૈહિસ્સલામની અને અમારા નબી તથા રસૂલ હઝરત મુહમ્મદ (સલ.)ની યાદગારો અત્યાર લગી મવજુદ છે ત્યાં પહોંચી ઇમાનવાળાઓને જે મજા અને દવલત હાસિલ થાય છે, તે પણ આ દુન્યામાં જન્નતનીજ ને'મત છે. ફેરી મદીનએ તૈયેબહમાં રવઝએ અકદસની ઝિયારત અને હુઝૂર (સલ.)ની મસ્જીદ શરીફમાં નમાઝો પઢવી અને કોઈની દરમ્યાનગીરી વગર પોતેજ હુઝૂરને સંબોધી સલાત અને સલામ અરજ કરવી, મદીના તૈયેબહની શેરીઓમાં તથા ત્યાંના જંગલોમાં ફરવું, તેમ ત્યાંની હવામાં શ્વાસ લેવો અને ત્યાંની પવિત્ર ભૂમિમાં ને હવામાં ઓતપ્રોત થએલી સુગંધીથી મગજનું પ્રફુલ્લીત થવું અને હુઝૂરને યાદ કરી હરખ તથા મુહબ્બતમાં મગ્ન થવું અને કદી રડવું, આ એવી લજ્જતો છે જે હજ્જ કરનારાઓને મક્કા તથા

મદીના પહોંચી નગદ પ્રાપ્ત થાય છે. આ શરતે કે અલ્લાહ તઆલા એ લાયક બનાવી દે કે એ લજ્જતોને બંદો કળી શકે. આવો સઘળા દુઆ કરીએ કે અલ્લાહ તઆલા માત્ર પોતાના ફઝલો કરમથી આ લજ્જતો અને દોલતો મેળવવા અમને ભાગ્યશાળી કરે.

## ઈસ્લામની પાંચ બુન્યાદો

અહીં સુધી ઈસ્લામના જે પાંચ બુન્યાદી શિક્ષણોનું વર્ણન થયું એટલે કલિમો, નમાઝ, ઝકાત, રોઝહ અને હજ્જ. એ પાંચે ઈસ્લામના અરકાન કહેવાય છે. રસૂલુલ્લાહ (સલ.)ની મશહુર હદીસ છે આપે ફરમાવ્યું :—

ઈસ્લામની બુન્યાદ (પાયો) આ પાંચ ચીજો પર કાયમ છે. (૧) લા–ઈલાહા ઈલ્લ–લ્લાહ મુહમ્મદુર રસૂલુલ્લાહની શહાદત આપવી. (૨) નમાઝ કાયમ કરવી. (૩) ઝકાત આપવી. (૪) રમઝાનના રોઝા રાખવા. (૫) બયતુલ્લાહની હજ્જ કરવી એવા લોકો માટે જે ત્યાં સુધી પહોંચી શકે. ( બુખારી )

આ પાંચ ચીજો અરકાને ઈસ્લામ તથા ઈસ્લામી બુન્યાદ હોવાની મતલબ એ છે કે ઈસ્લામના બુન્યાદી ( મૂળ પાયારૂપી ) ફર્ઝો છે. અને તેના પર સારી રીતે અમલ કરવાથી ઈસ્લામના બાકી હુકમો પર અમલ કરવાની લાયકાત પેદા થઈ જાય છે. અત્રે અમોએ આ અરકાનની માત્ર મહત્તા અને ફઝીલત બયાન કરી છે. તેના ખુલાસાવાર મસઅલાઓ ફિકહની માતબર કિતાબોમાં જોઇ લેવામાં આવે અથવા આલિમોથી પૂછી લેવામાં આવે.

★

# ઈસ્લામનો છઠ્ઠો સબક

## તકવા અને પરહેઝગારી

તકવા અને પરહેઝગારીની તઅલીમ પણ ઈસ્લામના મૂળ અને બુન્યાદી શિક્ષણોમાંથી છે.

તકવાની મતલબ એ છે કે અલ્લાહની પકડ અને તેના અઝાબથી ડરીને તેમ આખેરતના હિસાબ, કિતાબ પર યકીન રાખીને સર્વે નઠારાં કામો અને બુરી વાતોથી બચવામાં આવે. અને અલ્લાહના હુકમો પર ચાલવામાં આવે, એટલે કે જે ચીઝો અલ્લાહ તઆલાએ અમારા ઉપર ફર્ઝ કરી છે, અને પોતાના જે બંદાઓના જેટલા હક અમારા ઉપર જરૂરી અને મુકર્રર કર્યા છે તેને અમે અદા કરીએ, અને જે કામો તથા વાતોને હરામ અને નાજાઈઝ કરી છે તેનાથી અમે બચીએ, અને તેની પાસે પણ ન જઇએ. તેમ તેના અઝાબથી ડરતા રહીએ. કુર્આન અને હદીસમાં ઘણી તાકીદ સાથે અને વારંવાર એ તકવાની તા'લીમ આપવામાં આવી છે. અમે માત્ર અમૂક આયતો તથા હદીસો અત્રે નકલ કરીએ છીએ. સૂરએ હશ્રમાં ફરમાવ્યું છે :—

**યા-અય્યોહલ્લઝીન આમનુત્તકુલ્લાહ વલ્તન્ઝુર નફ્સુંમ મા કદ્દમત લે-ગદ, વત્તકુલ્લાહ, ઇન્નલ્લાહ ખબીરૂમ બિમા તઅમલૂન.** ( પા. ૨૮, સૂ. હશ્ર )

અર્થાત–હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો (અને તકવો અખત્યાર કરો) અને દરેક માણસે જોવું અને વિચારવું જોઇએ કે કાલ (કિયામત) માટે તેણે શું અમલ કર્યો છે?

અને અલ્લાહથી ડરતા રહો, ખરેખર તે તમારી બધી કરણીઓથી સંપૂર્ણ વાકિફ છે.

કુર્આન શરીફથી જ જણાય છે કે જે લોકો અલ્લાહથી ડરે અને તકવા તથા પરહેઝગારી સાથે જીવન ગાળે, તેઓ પર અલ્લાહનો ખાસ ફઝલ અને કરમ દુન્યામાં પણ થાય છે અને અલ્લાહ તઆલા તેમની ભારે મદદ કરે છે.

**વમંય યત્તકિલ્લાહ યજઅલ લહૂ મખરજંવ વ-યરઝુકહૂ મિન હયસુ લા-યહતસિબ.**

(પા. ૨૮, સૂ. તલાક)

અર્થાત-અને જે લોકો અલ્લાહનો ડર રાખે તો અલ્લાહ તેઓને માટે (છુટકારાનો) માર્ગ પેદા કરે છે. અને તેમને એવી જગ્યાથી રોઝી પહોંચાડે છે કે જ્યાંથી તેમને ખિયાલ પણ હોતો નથી.

કુર્આન શરીફથી જ એ પણ જણાય છે કે જે લોકોમાં તકવો હોય છે તે અલ્લાહના વલી હોય છે. અને પછી તેઓને અન્ય કોઈ વસ્તુનો ડર અને રંજ હોતો નથી. ફરમાવ્યું:—

**અલા ઈન્ન અવલિયાઅલ્લાહે લા-ખવ્ફુન અલયહિમ વ-લા-હુમ યહઝનૂન. અલ્લઝીન આમનૂ વ કાનૂ યત્તકૂન. લહુમુલ-બુશરા ફિલ-હયાતિદ દુન્યા વ-ફિલ આખેરહ.** (પા. ૧૧, સૂ. યૂનુસ)

અર્થાત-યાદ રાખવું જોઈએ કે જેઓ અલ્લાહના વલી હોય છે તેઓને કંઈ ભય તથા ગમ હોતો નથી. આ તે લોકો છે જેઓ સાચા મુમિન તથા મુત્તકી હોય. તેમના માટે દુન્યાની ઝિંદગીમાં ખુશ ખબર છે અને આખેરતમાં પણ.

આ મુત્તકી અને પરહેઝગાર લોકોને જે ને'મતો આખેરતમાં મળનાર છે, તેમનું કંઈક વર્ણન આ આયતમાં કરવામાં આવ્યું છે :—

**કુલ અઉનબ્બેઉકુમ બેખયરિમ મિન ઝાલિકુમ લિલ્લઝીનત્તકૌ ઈન્દ રબ્બેહિમ જન્નાતુન તજરી મિન તહતિહલ અનહારૂ ખાલિદીન ફીહા વ અઝવાજુમ મુતહહરતુંવ વ રિદવાનુમ મિનલ્લાહ, વલ્લાહુ બસીરૂમ બિલઈબાદ.** (પા. ૩, સૂ. આલે ઇમ્રાન)

અર્થાત-(હે રસૂલ ! લોકોને) કહી દે શું હું તમને એવી વસ્તુ બતાવું જે તમારી આ દુન્યાની સઘળી મનપસંદ વસ્તુઓ અને લઝઝતોથી વધુ બેહતર છે ? (સાંભળો) જે લોકો અલ્લાહથી ડરે અને પરહેઝગારીનું જીવન ધારણ કરે તેઓ માટે તેમના માલિક પાસે જન્નતના એવા બગીચા છે, જેમની નીચે નહેરો વહે છે, તેમાં તેઓ સદા સર્વદા રહેશે; વળી (તેમના માટે) તદ્દન પવિત્ર પત્નિઓ છે, તેમજ અલ્લાહની ખુશનુદી છે. અને અલ્લાહ તઆલા સર્વ બંદાઓને સંપૂર્ણ જુએ છે. (સૌનો જાહેર અને ગુપ્ત હાલ તેની દ્રષ્ટિ સમક્ષ છે.)

તકવા એટલે ખુદાપાકનો ડર અને આખેરતની ચિંતા. એજ સઘળી નેકીઓનું મૂળ છે. જે માણસમાં જેટલા પ્રમાણમાં તકવા હશે, તેમાં તેટલીજ નેકીઓ અને ભલાઇઓ એકઠી હશે. અને તેટલો જ તે નઠારા કામો અને બુરી વાતોથી દૂર હશે. ત્યારે ભાગ્યશાળી અને સફળ તે લોકોજ છે જેઓ અલ્લાહથી ડરે અને આખેરતની ફિકર રાખે. હદીસ શરીફમાં છે :—

જેને ડર હશે તે વહેલોજ ચાલતો થશે, અને જે વહેલો પંથે પડશે તે વખતસર ઠેકાણે પહોંચી જશે. (તિર્મિઝી)

અલ્લાહના ડરથી અને તેના અઝાબની બ્હીકથી અગર આંસુનું એક ટીપું પણ આંખથી નીકળી જાય તો અલ્લાહ તઆલાને ત્યાં તેની ભારે કદર છે.

હદીસ શરીફમાં છે :—

અલ્લાહ તઆલાને માણસનાં બે ટીપાં અને તેની બે નિશાનીઓથી વધુ કોઇ વસ્તુ વહાલી નથી. બે ટીપાં જે અલ્લાહને અતિશય વહાલાં છે તે પૈકી એક તો આંસુનું તે ટીપું છે જે અલ્લાહના ડરથી કોઈ આંખમાંથી નીકળ્યું હોય. અને બીજું લોહીનું તે ટીપું છે જે અલ્લાહના માર્ગમાં કોઇના શરીરથી વહી ગયું હોય. અને જે બે નિશાનીઓ અલ્લાહને ઘણી જ પ્યારી છે, તે પૈકી એક તો તે નિશાની છે, જે અલ્લાહના માર્ગમાં કોઇને લાગી હોય. (એટલે જિહાદમાં ઝખમી થયો હોય અને તેની નિશાની રહી ગઈ હોય.) અને બીજી તે નિશાની છે જે અલ્લાહના ફર્ઝો અદા કરવાથી થઇ ગઈ હોય (જેમકે નમાઝીઓની પેશાનીઓ અને ઘુંટણોમાં થઈ જાય છે.)

એક બીજી હદીસમાં છે :—

તે માણસ કદી દોઝખમાં જઈ શકતો નથી જે અલ્લાહના ડરથી રડતો હોય.

મતલબ કે ખુદાપાકનો સાચો ડર અને આખેરતની ચિંતા અગર કોઇને પ્રાપ્ત થઈ જાય તો મહાન વાત છે. અને આ ખોફ તથા ફિકરથી માણસનું જીવન સોનું બની જાય છે ભાઇઓ! ખૂબ સમજી લો. આ થોડા દિવસોની દુન્યામાં જે કોઈ અલ્લાહથી ડરતો રહેશે, મરણ પછી આખેરતની ઝિંદગીમાં તેને કંઈ ખોફ અને રંજ કે ચિંતા હશે નહિ,

અને તે અલ્લાહ તઆલાના ફઝલ અને કરમથી સદા ખુશ ખુશ અને ઘણુંજ ચેન, આરામથી રહેશે. પણ જે કોઇ અહીં ખુદાપાકથી ડરશે નહિ, તેમ આખેરતની ફિકર રાખશે નહિ, અને દુન્યાનીજ મોજમજામાં મસ્ત રહેશે, તે આખેરતમાં મહાન દુઃખો ભોગવશે અને હઝારો વર્ષ લોહીનાં આંસુ રડશે.

તકવા એટલે અલ્લાહનો ડર અને આખેરતની ચિંતા પેદા કરવાનું સૌથી વધુ અસરકારક સાધન અલ્લાહના તે નેક બંદાઓની સોબત છે, જેઓ અલ્લાહથી ડરતા હોય અને તેના હુકમો અનુસાર ચાલતા હોય. બીજું સાધન દીનની સારી મોઅતબર કિતાબોનું પઢવું અને સાંભળવું છે. ત્રીજું સાધન આ છે કે એકાંતમાં બેઠાં બેઠાં પોતાની મૌતનું ધ્યાન ધરે અને મરણ પછી અલ્લાહ તઆલાના તરફથી નેકીઓ પર જે સવાબ અને ગુનાહો પર જે શિક્ષા મળનાર છે તેનું સ્મરણ કરે અને ધ્યાન ધરે. વળી પોતાની હાલત પર ઉંડો વિચાર કરે કે કબરમાં મારો કેવો હાલ થશે અને કિયામતમાં જ્યારે સર્વ બંદાઓને ઉઠાવવામાં આવશે ત્યારે મારી સ્થિતિ કેવી હશે ? અને જ્યારે ખુદાપાકની સમક્ષ મારી હાજરી થશે અને મારૂં આમાલનામું મારી આગળ ખોલવામાં આવશે તો શું જવાબ આપીશ અને કયાં મોઢું સંતાડીશ ?

જે માણસ આ રીતોનો ઉપયોગ કરશે, ઇનશા અલ્લાહ જરૂર તેને તકવા પ્રાપ્ત થશે. અલ્લાહ તઆલા અમને સૌને તકવા અર્પણ કરે.



# ઈસ્લામનો સાતમો સબક

## વ્યવહારમાં સચ્ચાઈ અને પ્રમાણિકતા

વ્યવહારમાં સત્યતા અને પ્રમાણિકતાની તા'લીમ પણ ઇસ્લામના મૂળ અને બુન્યાદી શિક્ષણોમાંથી છે.

કુર્આન શરીફ તેમ રસૂલુલ્લાહ (સલ.)ની હદીસોથી જણાય છે કે ખરો મુસલમાન તેજ છે જે પોતાના વ્યવહારમાં અને કારબારમાં સત્યવાદી અને ઇમાનદાર હોય, કરારનો પાકો અને વાયદાનો સાચો હોય, ધોકો, દગલબાઝી, અને અમાનતમાં ખિયાનત ન કરતો હોય, કોઇનો હક પચાવતો ન હોય, માપતોલમાં ઓછું ન કરતો હોય, જૂઠા કેસ લડતો લડાવતો ન હોય, જૂઠી સાક્ષી આપતો ન હોય, વ્યાજ તથા લાંચ જેવી હરામ કમાણીઓથી બચતો હોય. અને જે ઇસમમાં આ વાતો હોય તો કુર્આન, હદીસથી જણાય છે કે તે શુદ્ધ મુમિન અને ખરો મુસલમાન નથી. બલ્કે એક પ્રકારનો મુનાફિક તથા સખત દરજાનો ફાસિક છે. અલ્લાહ તઆલા અમને સૌને આ દરેક દુષ્ટ વાતોથી બચાવે. એ સંબંધી કુર્આન અને હદીસમાં જે સખત તાકીદો આવી છે તેમાંથી થોડીક અમે અત્રે ટાંકીએ છીએ. કુર્આન શરીફની ટુંકી સરખી આયત છે :—

**યા અય્યોહલ્લઝીન આમનૂ લા તાકુલૂ અમ્વાલકુમ બૈનકુમ બિલબાતિલ.** ( પા. ૨, સૂ. બકરહ )

અર્થાત–હે ઈમાનવાળાઓ ! તમે કોઈ ખોટી અને અયોગ્ય રીતે બીજાઓનો માલ ન પચાવો.

આ આયતે કમાણીની તે બધી રીતો મુસ્લિમો માટે હરામ કરી દીધી જે ખોટી અને ગેરવાજબી છે. જેમકે ધોકો, દગાંનો વેપાર, અમાનતમાં ખિયાનત, જુગાર, સટ્ટો, વ્યાજ, લાંચ ઈત્યાદિ. ફરી બીજી આયતોમાં જુદું જુદું બયાન પણ કરવામાં આવ્યું છે. જેમકે જે દુકાનદારો અને સોદાગરો માપતોલમાં ધોકો અને બેઈમાની કરે છે, તેઓ સંબંધી ખાસ ફરમાન છે :—

**વૈલુલ-લિલ-મુતફફેફીન-લ્લઝીન ઈઝકતાલૂ અલન્નાસે યસતવફુન. વ ઈઝા કાલૂ હુમ અવ્વઝનૂ હુમ યુખ્સેરૂન. અલા યઝુન્નુ ઉલાઈકે અન્નહુમ મબઊસૂન લિયવ્મિન અઝીમ. યવમ યકૂમુન્નાસુ લિ રબ્બિલ આલમીન.** (પા. ૩૦, સૂ. તતફીફ)

અર્થાત–તે ઓછું આપનારાઓ માટે ભારે બરબાદી (અને મહાન અઝાબ) છે જેઓ બીજા લોકો કનેથી જ્યારે માપીને લે છે તો પુરૂં લે છે અને જ્યારે પોતે બીજાઓ માટે માપે છે તો ઓછું આપે છે. શું તેઓને આ ખિયાલ નથી કે તેઓ એક મહાન દિવસે ઉઠાવવામાં આવશે. જે દિવસે કે સર્વ લોકો (કરણીના બદલા માટે) કુલ જહાનોના પરવરદિગારની હુઝુરમાં હાજર થશે.

બીજાઓના હુક અને અન્યોની અમાનતો અદા કરવા માટે ખાસ રીતે હુકમ છે :—

**ઈન્નલ્લાહ યામુરૂકુમ અન તુઅદદુલ અમાનાતે ઈલા અહલિહા.** (પા. ૫, સૂ. નિસાઅ)

અર્થાત–અલ્લાહ તઆલા તમને હુકમ આપે છે કે જે લોકોની જે કંઈ અમાનતો (તથા જે હકો) તમારા પ્રત્યે હોય તે તેમને સંપૂર્ણ અદા કરી દો.

અને કુર્આન શરીફમાંજ બે ઠેકાણે ખરા મુસલમાનોનો આ સદ્દગુણ અને ઓળખ બતાવવામાં આવી છે :—

**વલ્લઝીન હુમ લિ-અમાનાતિહિમ વ અહદિહિમ રાઊન.** (પા. ૧૮, સૂ. મુમિનૂન. તથા પા. ૨૯, સૂ. મઆરિજ)

જેઓ અમાનતોને અદા કરનાર અને કોલકરારની સંભાળ રાખનાર છે.

તેમજ હદીસ શરીફમાં છે કે રસૂલુલ્લાહ (સલ.) પોતાના અનેક ખુતબાઓ અને વઅઝોમાં ફરમાવ્યા કરતા હતા કે :—

યાદ રાખો ! જેમાં અમાનતનો ગુણ નથી તેમાં ઈમાન પણ નથી. અને જેને પોતાના કરાર તથા વાયદાની કાળજી નથી તેનો દીનમાં કંઈજ ભાગ નથી.

એક બીજી હદીસમાં છે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :—

મુનાફિકની ત્રણ નિશાનીઓ છે. જૂઠું બોલવું, અમાનતમાં ખિયાનત કરવું, વાયદાને પુરો ન કરવું.

વહેપાર અને સોદાગરીમાં ધોકો, લુચ્ચાઈ કરનારાઓ માટે આપે ફરમાવ્યું :—

ધોકાબાઝી કરનાર અમારામાંથી નથી. અને ધોકો, લુચ્ચાઇ દોઝખમાં લઈ જનાર વસ્તુ છે.

આ વાત હુઝૂર (સલ.)એ તે વેળા ફરમાવી જ્યારે એક વખત મદીનહના બજારમાં આપે એક માણસને જોયો કે વેચવા માટે તેણે અનાજનો ઢગલો કર્યો છે. પરંતુ ઉપર સુકું અનાજ નાખ્યું છે અને અંદર કંઈક લીલું છે. તે ઉપરથી હઝરતે આ ફરમાવ્યું હતું કે :—

એવા ધોકાબાઝો અમારી જમાઅતથી બહાર છે.

ત્યારે જે દુકાનદાર ગ્રાહકોને માલનો સારો નમુનો બતાવે અને જે એબ હોય તેને જાહેર ન કરે, હુઝૂરની આ હદીસ મુજબ તે સાચા મુસલમાનોમાંથી નથી. અને ખુદા ન કરે દોઝખમાં જનારા છે.

એવીજ રીતે વ્યાજની લેવડ દેવડ પણ (ભલેને બન્નેની રાજીખુશીથી હોય તો પણ) ચોકકસ હરામ છે. અને તેના લેનારા, આપનારાઓ ઉપર હદીસોમાં સાફ સાફ લઅનત આવી છે. વ્યાજ સંબંધી તો મશહુર હદીસ છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :—

અલ્લાહની લઅનત થાય વ્યાજ લેનારાઓ પર, આપનારાઓ પર, અને વ્યાજનો દસ્તાવેજ લખનારાઓ પર, તેમ તેના સાક્ષીઓ પર.

એવીજ રીતે લાંચના બારામાં હદીસ શરીફમાં છે કે :—

રસૂલુલ્લાહ (સલ.)એ લાંચ લેનાર ઉપર તેમજ આપનાર ઉપર લઅનત ફરમાવી છે.

એવીજ રીતે જૂઠી સાક્ષી અને જૂઠો કેસ લડીને માલ મેળવવો પણ એક લઅનતનું કામ છે. જેના ઉપર કુર્આનમાં સ્પષ્ટ લઅનત આવી છે.

**લઅનતુલ્લાહે અલલ કાઝિબીન.**

(પા. ૩, સૂ. આલેઇમ્રાન)

અર્થાત–જૂઠાઓ પર અલ્લાહની લઅનત છે.

જૂઠો દાવો અને કેસ લડવા બાબત એક હદીસમાં છે કેઃ–

જેણે કોઇ એવી વસ્તુ પર દાવો કર્યો જે ખરેખર તેની નથી, તો તે અમારામાંથી નથી. અને તેને જોઇએ કે દોઝખમાં પોતાની જગ્યા બનાવી લે.

અને જૂઠી સાક્ષી સંબંધી એક હદીસમાં છે કે :—

હુઝૂર (સલ.) એક દિવસ સવારની નમાઝથી પરવારીને ઉભા થઇ ગયા. અને આપે એક ખાસ ઢબથી ત્રણ વખત ફરમાવ્યું કે જૂઠી સાક્ષી શિર્કના બરાબર કરી દેવામાં આવી છે.

ભાઇઓ ! ખૂબ વિચારો. આ બધા ગુનાહ જેમનું ઉપર વર્ણન થયું અતિશય સખત ગુનાહ છે. જે મુસલમાનના ઈમાન અને ઇસ્લામને બરબાદ કરી નાખે છે. અને તેને અલ્લાહની લઅનત તથા સખત અઝાબના પાત્ર બનાવી દે છે. પરંતુ અમારામાંથી ઘણાખરા એ ગંદકીઓમાં સપડાએલા છે. અમારી ફર્ઝ છે કે પોતાની ઝિંદગીઓને આ નાપાકીઓ અને ગંદકીઓથી પાક સાફ કરીએ અને સાચા મુસલમાન, ઈમાનદાર બનીએ, કે જેથી દુન્યા અને આખેરતમાં અલ્લાહની રહમત અને નજાતના હકદાર બનીએ.

એક હદીસમાં છે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

તમે છ વાતોની જવાબદારી લઈ લો તો હું તમારા માટે જન્નતનો ઝિમ્મો લઈ લઉં છું. (૧) જ્યારે વાત કરો તો સાચું બોલો. (૨) અને જ્યારે વાયદો કરો તો તેને પુરો કરો. (૩) અને જ્યારે કોઈ અમાનત તમને સોંપવામાં આવે તો તેને બરાબર અદા કરો. (૪) અને પોતાની શરમગાહોને બદકારી ( વ્યભિચાર )થી બચાવો. (૫) અને પોતાની નજરોને નીચી રાખો. (૬) અને પોતાના હાથ વડે કોઇને તકલીફ આપો નહિ.



# ઈસ્લામનો આઠમો સબક

## સંસારિક જીવન વ્યવહારના હુકમો અને અદબો
## તથા
## પરસ્પર હક્કો

સંસારિક અદબો અને હક્કોની તા'લીમ પણ ઇસ્લામના ખાસ અને અગત્યના શિક્ષણોમાંથી છે. અને એક મુસ્લિમ સાચો અને પાકો મુસલમાન ત્યારેજ થઇ શકે છે, કે તે ઈસ્લામના સંસારિક હુકમો પણ સંપૂર્ણ રીતે બજાવી લાવે.

સંસારિક હુકમોથી અમારી મતલબ પરસ્પર વર્તનની તે રીતભાતો છે જે ઇસ્લામે શીખવી છે. ઉદાહરણ રૂપે આ કે અવલાદનું વર્તન માબાપ સાથે કેવું હોવું જોઇએ? અને માબાપની વર્તણુક અવલાદ સાથે કેવી જોઇએ? એક ભાઈ બીજા ભાઈ સાથે કેવી રીતે વર્તે? બહેનો સાથે કેવું સદવર્તન રાખવામાં આવે? પતિ પત્ની પરસ્પર કેવું જીવન ગાળે? નાના પોતાના વડીલો સામે કેવી રીતે રહે? અને મોટાઓ નાનાઓ સાથે કેવી રીતે વર્તે? પાડોશીઓ સાથે અમારો વર્તાવ કેવો જોઇએ? ધનવાનો ગરીબો પ્રત્યે કેવો સુલુક કરે? અને ગરીબો અમીરો સાથે કેવું વર્તન રાખે? શેઠનો સંબંધ નોકર સાથે અને નોકરનું વર્તન શેઠ સાથે કેવું હોવું જોઇએ? સારાંશ કે આ જગત જીવનમાં જુદી જુદી પંકતિના જે નાના મોટા માનવીઓ સાથે અમને કામ પડે છે તેઓની સાથે વર્તવા અને રહેવા સહેવા સંબંધી ઇસ્લામે અમને જે અતિ પરિપૂર્ણ અને રોશન હિદાયતો

આપી છે, તેજ સંસારિક હુકમો અને અદબો છે. આ સબકમાં અમે તેનુંજ કંઇક બયાન કરવા ચાહીએ છીએ.

**માબાપના હક્કો અને તેમના અદબો**

આ જગતમાં માણસનો સૌથી પહેલો તેમ સૌથી મહાન સંબંધ માતપિતાથી છે. ઇસ્લામે અલ્લાહના હક પછી સૌથી વધુ હક માબાપનોજ બતાવ્યો છે. કુર્આન શરીફમાં છે :—

**વ કૈદા રબ્બુક અલ્લા તઅબુદૂ ઈલ્લા ઈય્યાહુ વ બિલ્લ વાલેદયને ઈહસાના, ઈમ્મા યબલુગન્ન ઈન્દકલ કિબર અહદુહુમો અવ કિલાહુમા ફેલા તકુલ લહુમા ઉફ્ફિંવ વલા તનહરહુમા વ કુલ લહુમા કવલન કરીમા. વખ્ફિદ લહુમા જનાહઝ ઝુલ્લે મિનર્રહમતિ વ કુર્રબ્બિર હમહુમા કમા રબ્બયાની સગીરા.**

( પા. ૧૫, સૂ. ઈસરાઅ )

અર્થાત–અને તારા પરવરદિગારે તાકીદી હુકમ આપ્યો છે કે તેના સિવાય તમે કોઈની ઇબાદત અને બંદગી ન કરો, અને માતપિતા સાથે ભલાઇ કરો. અગર તેઓમાંથી એક અથવા બન્ને તમારી સ્હામે વૃદ્ધાવસ્થાએ પહોંચી જાય તો તેમને ઉંહ પણ ન કહો અને તેઓ સાથે ગુસ્સાથી વાત ન કરો, અને તેઓથી અદબ, સભ્યતાથી બોલો, અને પ્રેમભાવ, નમનતાઈ સાથે તેઓની તાબેદારી કરો, વળી તેઓ માટે ખુદાપાકથી એવી દુઆ પણ કરતા રહો કે હે પરવરદિગાર ! તું તેઓ પર કૃપા કર જેવી રીતે તેમણે બાળપણમાં મને માયાળુપણે ઉછેર્યો છે.

કુર્આન શરીફનીજ એક બીજી આયતમાં માબાપનો હક બયાન કરતાં એટલા સુધી ફરમાવ્યું છે કે :—

અગર કદાચ કોઈનાં માબાપ કાફિર, મુશરિક હોય અને તે અવલાદને પણ કુફ્ર, શિર્કના માટે લાચાર કરે, તો અવલાદને જોઈએ કે તેમના કહેવાથી કુફ્ર, શિર્ક તો ન કરે, પરંતુ દુન્યામાં તેમની સાથે સદવર્તન અને તેમની સેવા ચાકરી તો કરતોજ રહે. (પા. ૨૧, સૂ. લુકમાન)

કુર્આન શરીફ ઉપરાંત હદીસોમાં પણ માબાપની સેવા ચાકરી અને તાબેદારીની ઘણી તાકીદ કરવામાં આવી છે. અને તેમની નાફરમાની તથા સતામણીને સખત ગુનોહ બતાવવામાં આવ્યો છે. એક હદીસમાં છે :—

માબાપની રઝામંદીમાં અલ્લાહની રઝામંદી છે. અને માબાપની નારાઝીમાં અલ્લાહની નારાઝી છે.

એક બીજી હદીસમાં છે :—

એક માણસે હુઝૂર (સલ.)થી પૂછયું કે અવલાદ પર માબાપના શું હકકો છે? હઝરતે ફરમાવ્યું : અવલાદની જન્નત અને દોઝખ માબાપ છે. (એટલે તેમની સેવા ચાકરીથી જન્નત મળી શકે છે અને તેમની નાફરમાની તથા ગેરવર્તણુંક દોઝખમાં લઈ જનાર છે.)

એક બીજી હદીસમાં છે. હઝરતે ફરમાવ્યું છે :—

માબાપની સેવા ચાકરી અને તાબેદારી કરનાર દીકરો, દીકરી જેટલી વખત પણ પ્રેમ અને માનની નજરથી મા અથવા બાપને જોશે તો અલ્લાહ તઆલા દરેક વેળા જોવાના બદલે એક મકબૂલ હજજનો સવાબ તેના માટે લખી દે છે. લોકોએ હઝરતથી પૂછયું કે હઝરત ! અગર તે દરરોજ સો વખત જુએ તો પણ દરેક વખત જોવાના બદલામાં તેને એક મકબૂલ હજજનો સવાબ મળશે? હુઝૂરે ફરમાવ્યું; હા, અલ્લાહ બહુ મોટો છે. અને અતિ પવિત્ર છે. (મતલબ એ

કે તેને ત્યાં કાંઈ કમી નથી. તે જે સદ્દકર્મ ઉપર જેટલો સવાબ આપવા ચાહે આપી શકે છે.)

એક હદીસમાં છે :—

જન્નત માબાપના પગો તળે છે.

એક બીજી હદીસમાં છે કે હઝરત (સલ.)એ સહાબાએ કિરામને સૌથી મહાન ગુનાહ આ બતાવ્યા. (૧) અલ્લાહુની સાથે શિર્ક કરવું. (૨) માબાપની નાફરમાની કરવું. (૩) જુઠી સાક્ષી આપવું.

એક બીજી હદીસમાં છે હઝરત (સલ.)એ ફરમાવ્યું :—

ત્રણ પ્રકારના માણસો તરફ અલ્લાહ તઆલા કિયામતના દિવસે રહમતની દૃષ્ટિએ નહિ જુએ. તે પૈકી એક પ્રકારના તે લોકો છે જે માબાપની નાફરમાની કરે છે.

અવલાદના હક્કો

ઇસ્લામે જેવી રીતે અવલાદ પર માબાપના હક્કો નિર્માણ કર્યા છે તેવીજ રીતે માબાપ ઉપર પણ અવલાદના થોડાક હક્ક રાખ્યા છે. જ્યાં સુધી તેમને ખવડાવવા, પીવડાવવા તથા પોષાકીના હકનો સંબંધ છે તેના વર્ણનની અત્રે જરૂર નથી, કારણ કે અવલાદના આ હકનો ખિયાલ અને ભાન અમને સ્વભાવિક રીતે પણ છે. હા, અવલાદના જે હક્ક અદા કરવામાં અમારાથી સામાન્ય રીતે કોતાહી થાય છે, તે તેમની દીની અને અખલાકી (નૈતિક) કેળવણી તરબિયત છે. અલ્લાહ તઆલાએ અમારા ઉપર ફર્ઝ કર્યું છે કે અમે પોતાની અવલાદ અને ઘરવાળાઓની દેખરેખ અને સંભાળ એવી રીતે કરીએ કે તેઓ મરણ પછી દોઝખમાં જવા પામે નહિ.

**યા અય્યોહલ્લઝીન આમનૂ કૂ અન્ફુસકુમ વ અહલીકુમ નારા.** (પા. ૨૮, સૂ. તહરીમ)

અર્થાત–ઓ ઇમાનવાળાઓ! પોતાને તેમ પોતાની આલ અવલાદને દોઝખની આગથી બચાવો.

અવલાદની સારી તરબિયતની ફઝીલત રસૂલુલ્લાહ (સલ.)એ એક હદીસમાં એવી રીતે બયાન ફરમાવી છે :—

બાપના તરફથી અવલાદના માટે એથી બેહતર કોઇ ભેટ નથી કે તે તેમને સારી રીતે કેળવે.

અમુક માણસોને પોતાની અવલાદમાં દીકરાઓથી વધુ પ્રેમ અને લાગણી હોય છે. અને બાપડી દીકરીઓને તે બોજા સમાન ગણે છે. અને તેથી કરી તેણીઓની સંભાળ અને કેળવવામાં કમી કરે છે, તેથીજ ઇસ્લામમાં દીકરીઓને સારી રીતે કેળવવાની ખાસ કરી તાકીદ કરવામાં આવી છે. અને તેની મહાન ફઝીલત બયાન કરવામાં આવી છે.

એક હદીસમાં છે :—

જે માણસને દીકરીઓ અથવા બહેનો હોય અને તે તેણીઓ સાથે બહુ સારૂં વર્તન કરે અને તેણીઓને સારી રીતે કેળવે અને (યોગ્ય ઠેકાણે) તેણીઓને પરણાવી દે તો અલ્લાહ તઆલા તેને જન્નત આપશે.

## પતિ, પત્નીના હકકો

માનવીઓના પરસ્પર સંબંધોમાં પતિ, પત્નીનો સંબંધ પણ એક મહત્વનો સંબંધ છે. અને એ બન્નેનો કાયમી સંગ છે. તેથી ઇસ્લામે એ સંબંધી પણ ઘણીજ સ્પષ્ટ અને તાકીદી હિદાયતો આપી છે. એ બારામાં ઇસ્લામી તઅલીમનો ખુલાસો આ છે કે પત્નીને જોઇએ કે પોતાના

પતિની સંપૂર્ણ ભલાઈ ચાહે અને તાબેદારી કરે અને તેની અમાનતમાં કોઈ પ્રકારની ખિયાનત ન કરે.

કુર્આન શરીફમાં ફરમાન છે :—

**ફસ્સાલેહાતુ કાનિતાતુન હાફિઝાતુલ લિલગયબ.**
(પા. ૫, સૂ. નિસાઅ)

અર્થાત–તો નેક સ્ત્રીઓ ફરમાંબરદાર હોય છે અને પતિની ગેરહાજરીમાં તેની અમાનતની રક્ષા કરે છે.

અને પતિઓને ઇસ્લામી હુકમ આ છે કે પત્નિ સાથે સંપૂર્ણ મુહબ્બત રાખો. અને પોતાના ગજા અને ગુંજાશ મુજબ સારૂં ખવડાવે, સારૂં પહેરાવે, અને તેણીઓને સુખ પહોંચાડવામાં કમી ન કરે. ફરમાન છે :—

**વ આશિરૂ હુન્ન બિલ મઅરૂફે.** (પા. ૫. સૂ. નિસાઅ)

અર્થાત–પત્નીઓ સાથે સારૂં વર્તન રાખો.

રસૂલુલ્લાહ (સલ.) આ કુર્આની શિક્ષણ અનુસાર મુસ્લિમ પુરૂષો તેમજ સ્ત્રીઓને પરસ્પર સદવર્તનની અને એક બીજાને ખુશ રાખવાની ઘણી સખત તાકીદ ફરમાવતા હતા એ સંબંધી થોડીક હદીસો આ છે; એક વેળા સ્ત્રીઓને બોધ આપતાં ફરમાવ્યું :—

કોઈ માણુસ પોતાની પત્નીને પોતાની પાસે બોલાવે અને તેણી ન આવે અને તે રાત્રે તેણીથી નારાઝ રહે તો ફરિશ્તા સવાર સુધી તેણી ઉપર લઅનત કરે છે.

અને તેથી ઉલટું એક બીજી હદીસમાં હઝરતે (સલ.) ફરમાવ્યું :—

જે સ્ત્રી પોતાના પતિના ખુશ હોવાની સ્થિતિમાં મરણ પામે, તો તેણી જન્નતમાં જશે.

એક બીજી હદીસમાં છે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :—

તે હસ્તી (અલ્લાહ)ના સોગંદ જેના કબજામાં મુહમ્મદની જાન છે; કોઈ અવરત અલ્લાહનો હક તે વખત સુધી અદા કરી શકતી નથી જ્યાં સુધી કે પોતાના પતિનો હક અદા કરે નહિ.

વળી એક અગત્યના મોકા પર બહુ ભારે મેદનીમાં ખાસ પુરૂષોને ઉદ્દેશીને આપે ફરમાવ્યું :—

હું તમને સ્ત્રીઓ સાથે સદ્વર્તનની ખાસ રીતે વસીયત કરૂં છું. તમે મારી આ વસીયતને યાદ રાખજો. જુઓ તેણીઓ તમારા આધિન છે અને તમારા કાબૂમાં છે.

એક બીજી હદીસમાં હુઝૂર (સલ.)એ ઈરશાદ ફરમાવ્યું:-

તમારામાં ભલા તેજ છે જેઓ પોતાની પત્નીઓના હકમાં ભલા હોય.

એક બીજી રિવાયતમાં છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું:-

મુસલમાનોમાં વધુ કામિલ ઈમાનવાળા તે છે જેમના અખલાક સારા હોય અને પોતાની પત્નીઓ સાથે જેમનું વર્તન **માયા અને મુહબ્બત** ભર્યું હોય.

## સામાન્ય સગાંસ્નેહીઓના હક્કો

માતપિતા, અવલાદ, પતિ પત્નીના સંબંધો ઉપરાંત માણસનો એક ખાસ સંબંધ પોતાના સામાન્ય સગાં વહાલાંઓથી પણ હોય છે. ઈસ્લામે આ સંબંધ અને સગપણનો પણ ઘણો ખિયાલ રાખ્યો છે. અને એ સગપણની રૂએ પણ પરસ્પર અમૂક હક્કો નકકી કર્યા છે. જેમકે કુર્આન મજીદમાં ઠેરઠેર **"ઝવિલ્ કુરબા"** (સગાંઓ) સાથે સદ્વર્તનની તાકીદ કરવામાં આવી છે. અને ઈસ્લામમાં એવા

માણસને ઘણો સખત ગુનેહગાર અને મહા પાપી બતાવવામાં આવ્યો છે, જે સગાંઓ અને સગપણના હકકોને પાયમાલ કરે.

એક હદીસમાં છે, હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :—

સગપણના હકકને પાયમાલ કરનાર અને પોતાના વર્તનમાં સગાઇઓ, સંબંધોનો ખિયાલ નહિ રાખનાર જન્નતમાં જશે નહિ.

ફરી આ બાબતમાં રસૂલુલ્લાહ (સલ.)ની એક ખાસ તા'લીમ અને તાકીદ એ છે કે અગર કદાચ તમારો કોઇ સગો તમારા સગપણના હકકો અદા ન કરે તે છતાં પણ તમે તેના સગપણના હકકો અદા કરતા રહો. જેમકે હઝરત (સલ.)એ એક હદીસમાં ફરમાવ્યું કે :—

તમારો જે સગો વહાલો તમારી સાથે સંબંધ કાપી નાખે અને અસભ્યતાથી વર્તે અને સગપણનો હકક અદા ન કરે તો તમે તેની સાથે સંબંધ ન કાપો. તમે પોતાના તરફથી તેના સગપણનો હકક અદા કરતા રહો.

( સિલ મન કતઅક )

## મોટાઓના નાનાઓ ઉપર અને નાનાઓના મોટાઓ ઉપર સામાન્ય હકકો

સંસાર વ્યવહારના બારામાં ઇસ્લામે એક સામાન્ય અને સિદ્ધાંતિક શિક્ષણ આ પણ આપ્યું છે કે દરેક નાના પોતાના વડાઓની અદબ તા'ઝીમ કરે. અને તેમની આગળ અદબ વિવેકથી રહે અને પ્રત્યેક મોટાને જોઇએ કે પોતાના નાનાઓ સાથે માયા, મહેરબાનીનું વર્તન કરે. ( ભલેને તેઓમાં કંઈ પણ સગાઈ સુદ્ધાં ન હોય ) ઇસ્લામની દૃષ્ટિએ આ વાત એટલી મહત્તાવાળી છે કે હુઝૂર (સલ.)એ એક હદીસમાં જાહેરાત કરી છે કે :—

જે મોટો પોતાના નાનાઓ પ્રત્યે માયાભાવ ન રાખે અને જે નાનો પોતાના વડાઓનો અદબ વિવેક ન જાળવે તે અમારામાંથી નથી.

એક બીજી હદીસમાં છે હુઝૂર (સલ.)એ ઈરશાદ ફરમાવ્યું:–

જે યુવક કોઈ વૃદ્ધ બુઝુર્ગને તેના ઘડપણનાજ કારણે માન આપશે તો અલ્લાહ તઆલા તેના માટે પણ એવા લોકો નીમી દેશે જેઓ તેના ઘડપણમાં તેની ઇઝ્ઝત કરશે.

## પાડોશીના હક્કો

માણસનો પોતાના સગાંઓ ઉપરાંત એક નોખો સંબંધ પોતાના પાડોશીઓ સાથે હોય છે. ઈસ્લામે આ સંબંધમાં પણ ઘણીજ મહત્વતા આપી છે. અને એના માટે જુદીજ અને ખુલાસાવાર હિદાયતો આપી છે. કુર્આન મજીદમાં જ્યાં માબાપ, પતિ પત્ની, તેમ અન્ય સગાંઓ સાથે ભલા વર્તન અને સારી વર્તણુકનો હુકમ આપવામાં આવ્યો છે ત્યાં પાડોશીઓના માટે પણ તેની તાકીદ અને સૂચના કરવામાં આવી છે. ફરમાવ્યું છે :—

**વલ જારે ઝિલ કુરબા વલ જારિલ જુનુબે વસ્સાહિબે બિલ જમ્બે.** ( પા. ૪, સૂ. નિસાઅ )

આ આયતમાં ત્રણ પ્રકારના પાડોશીઓનું વર્ણન છે. અને એ પૈકી દરેક પ્રકારના પાડોશી સાથે સદવર્તનની હિદાયત કરવામાં આવી છે.

**"વલ જારે ઝિલ કુરબા"**થી મતલબ તે પાડોશી છે જે પાડોશી હોવા ઉપરાંત ખાસ સગો પણ હોય.

અને **"વલ જારિલ જુનુબે"**થી મતલબ એવો પાડોશી છે જેની સાથે સગપણ વગેરેનો બીજો કોઈ સંબંધ ન હોય.

માત્ર પાડોશનોજ સંબંધ હોય. એમાં ગેરમુસ્લિમ પાડોશી પણ શામિલ છે.

અને "વસ્સાહિબે બિલજમ્બે"થી મતલબ એવા લોકો છે જેમનો કોઇ ઠેકાણે સંજોગાનુસાર સંગ થઈ ગયો હોય: જેમકે મુસાફરીના સંગાથીઓ, અભ્યાસના સાથીઓ, કારખાનાઓ વગેરેમાં સાથે રહી કામ કરનારાઓ. એમાં પણ મુસ્લિમ, ગેરમુસ્લિમનો કંઈ ભેદ નથી. આ ત્રણે પ્રકારના પાડોશીઓ અને સહચરો જોડે સદવર્તનનો ઇસ્લામે અમને હુકમ આપ્યો છે. રસૂલુલ્લાહ (સલ.) એની એટલી બધી તાકીદ કરતા હતા કે એક હદીસમાં છે આપે ફરમાવ્યું :—

જે માણુસ અલ્લાહના તેમ આખેરતના દિવસ પર ઇમાન રાખતો હોય તે પોતાના પાડોશીને કંઇ પણ દુઃખ અને તકલીફ પહોંચાડે નહિ.

એક બીજી હદીસમાં છે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :—

તે મુસલમાન નથી જે પોતે પેટ ભરીને ખાય અને બાજુમાં રહેનાર તેનો પાડોશી ભૂખ્યો રહે.

એક બીજી હદીસમાં છે, હુઝૂર (સલ.)એ એક વખત બહુ જુસ્સા પૂર્વક ઇરશાદ ફરમાવ્યું :—

અલ્લાહના સોગંદ ! તે ખરો મુમિન નથી. અલ્લાહના સોગંદ ! તે પુરો મુમિન નથી. અલ્લાહના સોગંદ ! તે પુરો મુમિન નથી. અરજ કરવામાં આવ્યું, હુઝૂર ! કોણ પુરો મુમિન નથી ? ફરમાવ્યું, તે મુમિન નથી જેનો પાડોશી તેની શરારતોથી નચિંત નથી.

એક બીજી હદીસમાં છે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :—

તે માણુસ જન્નતમાં જશે નહિ, જેની શરારતોથી તેનો પાડોશી ચેનમાં ન હોય.

એક બીજી હદીસમાં છે :—

કોઈ સહાબીએ હુઝૂર (સલ.)ને અરજ કરી કે હે હુઝૂર ! ફલાણી અવરતના બારામાં બયાન કરવામાં આવે છે કે તેણી ઘણી નમાઝો પઢે છે, ખૂબ રોઝહ રાખે છે, અતિશય ખેરાત કરે છે. પરંતુ પોતાની ચબરાક જીભ વડે પાડોશીઓને તકલીફ પણ પહોંચાડતી રહે છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે તેણી દોઝખમાં જશે. ફરી તેજ સહાબીએ અરજ કરી યા રસૂલલ્લાહ ! અને ફલાણી અવરત સંબંધી કહેવામાં આવે છે કે તેણી નમાઝો, રોઝહ અને ખેરાત તો વધુ પ્રમાણમાં નથી કરતી (એટલે નફલ નમાઝો, નફલ રોઝહ અને નફલી સદકા પહેલી અવરત કરતાં ઓછા કરે છે) પરંતુ પાડોશીઓને પોતાની જીભ વડે કદી તકલીફ પહોંચાડતી નથી. તો હઝરત (સલ.)એ ફરમાવ્યું તેણી જન્નતમાં જશે.

ભાઇઓ ! આ છે ઇસ્લામમાં પાડોશીઓના હક્કો. અફસોસ આજે અમે એ હુકમોથી કેટલા ગાફિલ છીએ !

## અશકતો અને હાજતવાળાઓના હક્કો

અહીં સુધી જે વર્ગોના હક્કોનું વર્ણન કરવામાં આવ્યું, તે બધા એવા હતા જેમની સાથે માણસનો કંઈ ખાસ સંબંધ અને લાગતું વળગતું હોય છે. કાં તો સગપણ હોય, અથવા પાડોશ કે સંગાથ હોય. પરંતુ ઇસ્લામે એમના વતરોક બધાજ અશકત વર્ગો અને દરેક પ્રકારના હાજતવાળાઓનો પણ હક્ક નક્કી કર્યો છે. અને જે લોકો કંઇ શક્તિ અને ગુંજાશ રાખે છે તેમના ઉપર જરૂરી કર્યું છે કે તેઓ તેમની દેખરેખ અને સેવા કર્યા કરે. અને પોતાની દોલતો અને પોતાની શક્તિઓમાં તેમનો પણ હક્ક

અને ભાગ સમજે. કુઆંન શરીફમાં અનેક જગ્યાએ એની તાકીદ અને હિદાયત કરવામાં આવી છે કે યતીમો (અનાથો) મિસ્કીનો, ગરીબો અને મુસાફિરો તેમજ બીજા હાજતવાળાઓની સેવા અને મદદ કરવામાં આવે. ભૂખ્યાઓના ખાવાનો, નાગાઓના કપડાંનો બંદોબસ્ત કરવામાં આવે. વગેરે વગેરે.

રસૂલુલ્લાહ (સલ.)એ પણ એની ઘણી તાકીદ કરીને તરગીબ અપાવી છે. એની મહાન ફઝીલતો બયાન ફરમાવી છે. એ બાબતની થોડીક હદીસો આ છે.

એક હદીસમાં છે કે હુઝૂર (સલ.)એ પોતાની બે આંગળીઓ બરાબર કરીને ફરમાવ્યું :—

કોઈ યતીમ બાળકનો ખર્ચ ઉઠાવનાર માણસ જન્નતમાં મારાથી એટલો નજીક હશે જેવી રીતે કે આ બન્ને આંગળીઓ જોડે છે.

એક બીજી હદીસમાં છે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :—

વિધવાઓ અને ગરીબો, મોહતાજોની સંભાળ રાખવા અને મદદ કરવા માટે કોશિશ કરનાર માણસ ખુદાપાકના માર્ગમાં જિહાદ કરનારા સમાન છે. અને સવાબમાં તે માણસના બરાબર છે, જે સદા દિવસે રોઝહ રાખતો હોય અને રાત નફલ નમાઝોમાં ગાળતો હોય.

એક બીજી હદીસમાં છે કે હઝરત (સલ.)એ મુસલમાનોને હુકમ આપ્યો :—

ભૂખ્યાઓના ખાવાનો બંદોબસ્ત કરો, બીમારોની ખબર લો, કેદીઓને છોડવો.

એક બીજી હદીસમાં છે કે હઝરત (સલ.)એ લોકોને કેટલીક હિદાયતો ફરમાવી અને તે દરમ્યાન ફરમાવ્યું :—

સંકટમાં સપડાએલાઓની સહાય કરો, માર્ગ ભૂલેલાઓને રસ્તો બતાવો.

આ હદીસોમાં હઝરત (સલ.)એ મુસ્લિમ ગેરમુસ્લિમનો તફાવત રાખ્યો નથી. બલ્કે કેટલીક હદીસોમાં તો હઝરત (સલ.)એ પશુઓની સાથે પણ સારૂં વર્તન કરવાની સખત તાકીદ ફરમાવી છે. અને વાચા વિનાના જાનવરો પર તરસ ખાનાર અને તેમની દેખરેખ રાખનાર લોકોને અલ્લાહની રહમતની ખુશખબરી સંભળાવી છે.

ખરી રીતે ઇસ્લામ આખા જગત અને સઘળી મખલૂક માટે રહમત છે. અને અમારા સરદાર અને રાહબર હઝરત મુહમ્મદ (સલ.) રહમતુલ લિલ આલમીન ( કુલ જહાનો માટે રહમત ) છે. પરંતુ અમે હઝરત (સલ.)ના હુકમો અને સંદેશથી દૂર થઇ ગયા. અફસોસ ! અમે પણ સાચા મુસ્લિમ બનીને આખા જગત માટે રહમત બની જઇએ.

## મુસલમાન પર મુસલમાનના હક્કો

સગપણ, પાડોશ અને સામાન્ય માનવીના હક્કો ઉપરાંત દરેક મુસ્લિમ પર બીજા મુસ્લિમના થોડાક ઇસ્લામી હક્કો છે. એ બારામાં રસૂલુલ્લાહ (સલ.)ની થોડીક હદીસો આ છે.

હઝરત (સલ.)એ ફરમાવ્યું :—

પ્રત્યેક મુસ્લિમ બીજા મુસ્લિમનો ભાઇ છે. તેના ઉપર જરૂરી છે કે પોતે તેના ઉપર ઝુલ્મ અને બળજબરી ન કરે.

તેમ (અગર બીજો કોઇ તેના ઉપર ઝુલ્મ કરે તોએ) તેને એકલો પડતો મૂકી અળગો ન થઈ જાય. (બલ્કે થઇ શકે તો તેની મદદ કરે અને તેનો સાથ આપે.) તમારામાંથી જે કોઈ પોતાના ભાઈની હાજત પુરી કરવામાં લાગ્યો રહેશે, અલ્લાહુ તઆલા 'તેની હાજતમાં લાગેલો રહેશે. અને જે મુસલમાન બીજા કોઇ મુસલમાન ભાઈની તકલીફને દૂર કરશે તો અલ્લાહુ તઆલા તેના બદલામાં કિયામતની કોઈ તકલીફથી તેને છુટકારો આપશે. અને જે માણસ કોઈ મુસલમાનની એબની વાત ઢાંકશે અલ્લાહુ તઆલા કિયામતના દિવસે તેની એબ ઢાંકશે.

એક બીજી હદીસમાં છે રસૂલુલ્લાહ (સલ)એ ફરમાવ્યું:—

તમે પરસ્પર કીનો અને અદાવત ન રાખો. અદેખાઈ ન કરો. ગીબતો (બદગોઇઓ) ન કરો. અને એક અલ્લાહના બંદા તેમ ભાઇ ભાઈ બનીને રહો. કોઇ મુસલમાનના માટે હલાલ નથી કે તે પોતાના મુસલમાન ભાઈ સાથે ત્રણ દિવસથી વધુ સલામ અને વાતચીત છોડી દે.

એક બીજી હદીસમાં છે હઝરત (સલ.)એ ફરમાવ્યું :—

મુસલમાનનો માલ, તેનો જાન, અને તેની આબરૂ બીજા મુસલમાન પર તદ્દન હરામ છે.

હવે અમે સંસારિક વિવેકની વાતો અને પરસ્પર હકોના આ વિવેચનને રસૂલુલ્લાહ (સલ.)ની એક હદીસ પર પૂર્ણ કરીએ છીએ, જે દરેક મુસલમાનને ધ્રુજાવી નાખનારી છે.

રસૂલુલ્લાહ (સલ.)એ એક દિવસ સહાબાથી પૂછ્યું, બતાવો ગરીબ અને નાદાર કોણ છે? સહાબાઓએ અરજ

કરી, હઝરત ! ગરીબ મુફલિસ તે છે, જેની પાસે દિરહમ અને દીનાર ( ચાંદી, સોનાના સિક્કા ) ન હોય. હઝરત (સલ.)એ ફરમાવ્યું, નહિ, અમારામાં કંગાળ તે છે જે કિયામતના દિવસે નમાઝ, રોઝહ, ઝકાતનો સંગ્રહ લઇને આવશે. પરંતુ તેણે દુન્યામાં કોઇને ગાળો ભાંડી હશે, કોઇના ઉપર તોહમત મૂકયું હશે, કોઇને મારપીટ કરી હશે, કોઇનો માલ નાહક પચાવી લીધો હશે. જ્યારે તેને હિસાબની જગ્યાએ ઉભો કરવામાં આવશે તો તેના દાવેદાર લોકો આવશે. અને તેઓના હકકોના પ્રમાણમાં તેની નેકીઓમાંથી તેઓને આપવામાં આવશે. એટલા સુધી કે તેની બધી નેકીઓ ખલાસ થઈ જશે. તો પછી તે દાવેદારોના ગુનાહ એના ઉપર લાદવામાં આવશે અને તેને દોઝખમાં નાખી દેવામાં આવશે.

ભાઇઓ ! આ હદીસ પર વિચાર કરો અને સોચો કે બીજાઓના હક્ક મારવા અને તેમનું ભુંડું બોલવું, તેમની ગીબતો કરવી, એમાં ખુદ પોતાને કેટલી બધી બરબાદીમાં નાખવું છે !

ખુદાપાકના બંદાઓ ! અગર તમે કોઇનો કંઇ હક્ક માર્યો હોય તો દુન્યામાં જ તેનો હિસાબ પતાવી લો અથવા તેનો બદલો આપી દો અથવા માફ કરાવી લો અને ભવિષ્યના માટે બચતા રહેવાનો નિર્ણય કરી લો. નહિ તો આખેરતમાં એનું પરિણામ અતિશય માઠું આવનાર છે.

**અલ્લાહુમ્મહફઝના** (ઓ અલ્લાહ ! અમને બચાવજો.)



# ઈસ્લામનો નવમો સબક

## સારા અખલાક અને સારા ગુણો

સારા અખલાક અને સદ્ગુણોની તા'લીમ પણ ઇસ્લામના મૂળ પાયારૂપી શિક્ષણોમાંથી છે. અને લોકોની નૈતિક તથા આત્મિક ઇસ્લાહ અને સુધારણા તે મૂખ્ય હેતુઓમાંથી છે, જેને પૂરા કરવા માટે રસૂલુલ્લાહ (સલ.) નબી બનાવીને મોકલવામાં આવ્યા હતા. પોતે હુઝૂર (સલ.)નું ફરમાન છેઃ—

હું અલ્લાહના તરફથી એટલા માટે મોકલવામાં આવ્યો છું કે સારા અખલાકનું શિક્ષણ આપું અને તેને કમાલના દરજ્જે પહોંચાડી આપું.

### સારા અખલાકની ફઝીલત અને મહત્તા

ઈસ્લામમાં સારા અખલાકની જે મહત્વતા અને ફઝીલત છે, તેનો કંઈક અંદાજો રસૂલુલ્લાહ (સલ.)ની નીચે ટાંકેલી હદીસોથી થઈ શકે છે. હઝરત (સલ.)એ ફરમાવ્યું :—

તમારામાં સર્વોત્તમ લોકો તેજ છે, જેમના અખલાક ઘણા સારા હોય.

એક બીજી હદીસમાં આવ્યું છે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

કિયામતના દિવસે મારી નિગાહમાં સૌથી વધુ વહાલો તે માણુસ હશે જેના અખલાક સૌથી સારા હશે.

એક બીજી હદીસમાં છે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યુંઃ-

કિયામતના દિવસે કરણીઓની તરાજુમાં સૌથી વધુ વજન સારા અખલાકનું હશે.

એક બીજી રિવાયતમાં છે, હુઝૂર (સલ.)થી પૂછવામાં આવ્યું :—

એવો કયો ગુણ છે જે માણસને જન્નતમાં લઇ જાય છે?

હઝરત (સલ.)એ ફરમાવ્યું :—

અલ્લાહનો ડર અને સારા અખલાક.

એક બીજી રિવાયતમાં આવ્યું છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

સારા અખલાકવાળા મુમિનને દિવસોના રોઝહ તથા રાતોના કિયામ (એટલે નફલ નમાઝો)નો સવાબ મળે છે.

મતલબ એ છે કે જે અલ્લાહના બંદાને ઈમાન પ્રાપ્ત થાય અને તે અલ્લાહના નિર્માણ કરેલા ફર્ઝો અદા કરતો હોય અને વધારે નફલ રોઝહ ન રાખતો હોય તેમ રાત્રે વધુ નફલ નમાઝો ન પઢતો હોય, પરંતુ તેના અખલાક સારા હોય તો અલ્લાહ તઆલા તેને સારા અખલાકના કારણે જ તે લોકોના સરખો જ સવાબ આપશે, જેઓ હંમેશ દિવસે રોઝોહ રાખનાર અને રાત્રે નફલો પઢનાર હશે.

## નઠારા અખલાકની નુહુસત

જેવી રીતે હુઝૂર (સલ.)એ સારા અખલાકની આ ફઝીલતો બયાન કરી છે, તેવી જ રીતે નઠારા અખલાકની નુહુસતથી પણ હઝરત (સલ.)એ અમને ખબરદાર કર્યા છે.

એક હદીસમાં છે હઝરત (સલ.)એ ફરમાવ્યું :—

નઠારા અખલાકવાળો માણુસ જન્નતમાં જઇ શકશો નહિ.

એક બીજી રિવાયતમાં છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું:—

કોઈ ગુનોહ અલ્લાહના નજીક નઠારા અખલાક (ટેવ)થી વધુ ખરાબ નથી.

## કેટલાક અગત્યના અને જરૂરી અખલાકનું વર્ણન

એમ તો કુર્આન અને હદીસમાં સર્વે સારા અખલાક અને ઉત્તમ આત્મિક ગુણોનું શિક્ષણ આપવામાં આવ્યું છે. અને બધા જ દુર્ગુણો અને કુટેવોથી બચવાની તાકીદ કરવામાં આવી છે. પરંતુ અહીં અમે ઇસ્લામની માત્ર જરૂરી અને પાયારૂપી કેટલીક નૈતિક હિદાયતો (સૂચનાઓ)નું વર્ણન કરીએ છીએ, જેના વગર કોઇ માણસ સાચો મુમિન અને મુસ્લિમ થઈ શકતો નથી.

## સત્યતા અને ખરાપણું

ઈસ્લામમાં સચ્ચાઈની એટલી બધી મહત્વતા છે કે દરેક મુસલમાનને સદા સાચું બોલવા ઉપરાંત આ વાતની પણ તાકીદ કરવામાં આવી છે કે તે સદા સાચાઓની સાથે અને સત્યવાદીઓના સંગમાં રહે. કુર્આન મજીદમાં છે :—

**યા અય્યોહલ્લઝીન આમનુત્તકુલ્લાહ વ કુનૂ મઅસ્સાદિકીન.** (પા. ૧૧, સૂ. તવબહ)

અર્થાત–ઓ ઈમાનવાળા ! અલ્લાહથી ડરો અને સાચાઓનો જ સંગ રાખો.

હદીસમાં છે રસૂલુલ્લાહ (સલ.)એ એક મોકા પર માનનીય સહાબીઓથી ફરમાવ્યું :—

જે કોઇ એમ ચાહે કે અલ્લાહ અને રસૂલથી તેને મુહબ્બત થાય અથવા અલ્લાહ અને રસૂલ તેનાથી મુહબ્બત કરે તો તેને જરૂરી છે કે જ્યારે વાત કરે ત્યારે સદા સાચું જ બોલે.

સત્યતા ધારણ કરો. ભલેને તમને તેમાં પોતાની બરબાદી અને મૌત દેખાતાં હોય તો પણ, કારણ કે મૂળમાં નજાત અને ઝિંદગી સત્યતામાં જ છે. અને જૂઠથી પરહેઝ કરો, જો કે જાહેરમાં તેમાં બચાવ અને સફળતા દેખાતી હોય. કારણ કે જૂઠનું પરિણામ બરબાદી અને નિષ્ફળતા જ છે.

એક રિવાયતમાં છે રસૂલુલ્લાહ (સલ.)થી કોઇએ પૂછયું કે:–

જન્નતવાળાઓની શું નિશાની છે?

આપે ફરમાવ્યું, સત્ય બોલવું.

અને એના મુકાબલામાં એક બીજી હદીસમાં છે હઝરત (સલ.)એ ફરમાવ્યું :—

જૂઠું બોલવું મુનાફિકની ખાસ નિશાનીઓમાંથી છે.

એક બીજી હદીસમાં છે કે :—

કોઇએ રસૂલુલ્લાહ (સલ.)થી પૂછયું, શું મુમિન કમહિમ્મત–નમાલો થઈ શકે છે? આપે ફરમાવ્યું, હા, થઈ શકે છે. ફરી પૂછવામાં આવ્યું. શું મુમિન કંજુસ થઇ શકે? આપે ફરમાવ્યું. હા, થઈ શકે છે. પછી સવાલ કરવામાં આવ્યો, શું મુમિન જૂઠો થઈ શકે છે? આપે ફરમાવ્યું નહિ. (મતલબ કે જૂઠું બોલવાની ટેવ ઈમાનની સાથે એકઠી થઇ શકતી નથી.)

અલ્લાહ તઆલા અમને સૌને તવફીક આપે કે અમે સદા માટે સત્યતાને ધારણ કરીએ, જે નજાત અપાવનારી, જન્નતમાં પહોંચાડનારી અને અલ્લાહ તથા રસૂલના ચાહક તેમ તેમના વહાલા બનાવનારી છે. અને જૂઠથી સંપૂર્ણ રીતે બચીએ. જેનું પરિણામ હલાકી, બરબાદી અને અલ્લાહ તથા રસૂલની લઅનત અને નારાઝી છે. અને જે મુનાફિકોની નિશાની છે.

## વચનનું પાલન

એ પણ ખરી રીતે સત્યતાનોજ એક ખાસ પ્રકાર છે. કે કોઇને પણ જે વચન આપવામાં આવે તેને પાળવામાં આવે. કુર્આન અને હદીસમાં ખાસ રીતે એની હિદાયત અને તાકીદ કરવામાં આવી છે.

અલ્લાહ તઆલાનું ફરમાન છે.

**વ અવફુ બિલ અહદે, ઈન્નલ અહદ કાન મસઊલા.**

(પા. ૧૫, સૂ. ઈસરાઅ)

અર્થાત–અને પોતાના દરેક વચનને પાળો, ખરેખર તમારાથી (કિયામતમાં) દરેક વચન બાબત પૂછવામાં આવશે.

કુર્આન મજીદમાં જ એક બીજી જગ્યાએ નેકીઓ તથા નેક લોકોના વર્ણનમાં ફરમાવ્યું :

**વલમૂ ફુન બિ અહદિહિમ ઈઝા આહદૂ.**

(પા. ૨, સૂ. બકરહ)

અર્થાત–અને અલ્લાહના નજીક તે લોકો પણ નેક છે જેઓ પોતાના વચનને પાળતા રહે જ્યારે તેઓ કોઇને વચન આપે.

હદીસમાં છે હુઝૂર (સલ.) પોતાના ખુતબાઓમાં વિશેષ ફરમાવ્યા કરતા હતા :—

જે કોઈ પોતાના વચનને પાળતો નથી, તેનો દીનમાં હિસ્સો નથી.

એક બીજી હદીસમાં છે હઝરત (સલ.)એ ફરમાવ્યું :—

વચન નહિ પાળવું મુનાફિકોની ખાસ નિશાનીઓમાંથી છે.

જાણે હઝરત (સલ.)ના ફરમાન મુજબ વચનભંગ (કોલ કરાર તોડવો) અને વાયદા વિરૂદ્ધ કરવું ઈમાનની સાથે એકઠું થઈ શકતું નથી.

અલ્લાહ તઆલા એ કુટેવોથી અમને સૌને પાક કરે.

**પ્રમાણિકપણું**

અમાનતદારી પણ અસલમાં સત્યતા અને સાચાપણાનોજ એક ખાસ પ્રકાર છે. ઇસ્લામમાં એની તાકીદ પણ મુખ્યત્વે કરવામાં આવી છે. કુર્આન શરીફમાં ઇરશાદ છે :—

**ઇન્નલ્લાહ યામુરૂકુમ અન તુઅદ્દુલ અમાનાતે ઇલા અહલિહા.** ( પા. ૫, સૂ. નિસાઅ )

અર્થાત–અલ્લાહ તમને હુકમ આપે છે કે અમાનતવાળાઓને અમાનતો બરાબર અદા કરો.

વળી કુર્આન શરીફમાંજ બે જગ્યા પર સાચા ઇમાનવાળાઓના સદ્ગુણોના બયાનમાં ફરમાવવામાં આવ્યું છેઃ-

**વલ્લઝીન હુમ લિઅમાનાતિહિમ વ અહદિહિમ રાઊન.** ( પા. ૧૮, તથા પા. ૨૯ )

અર્થાત–અને તે લોકો છે જેઓ અમાનતોની તેમજ પોતાના વચનની સંભાળ રાખે છે. ( એટલે અમાનતો અદા કરે છે તેમ વચન બરાબર પાળે છે. )

રસૂલુલ્લાહ (સલ.)થી રિવાયત કરવામાં આવ્યું છે કે હઝરત (સલ.) પોતાના ઘણાખરા ખુતબાઓમાં મિમ્બર પર ફરમાવ્યા કરતા હતા.

લોકો ! જેમાં અમાનતનો ગુણ નથી તેમાં જાણે ઈમાન જ નથી.

એક હદીસમાં છે કે હઝરત (સલ.)એ ફરમાવ્યું કે:—

કોઇની નેકીનું પ્રમાણ અને માપ કાઢવા માટે માત્ર તેના નમાઝ, રોઝહને જ ન જુઓ. ( એટલે કોઇના માત્ર નમાઝ,

રોઝહ જોઇને જ તેના મોઅતકિદ ન થઈ જાઓ.) બલ્કે એ પણ જુઓ કે જ્યારે વાત કરે તો સાચું બોલે અને જ્યારે કોઈ અમાનત તેને સોંપવામાં આવે તો તેને બરાબર અદા કરે તેમજ દુઃખ અને સંકટના દિવસોમાં પણ પરહેઝગારી ઉપર કાયમ રહે.

વહાલાઓ ! અગર આપણે અલ્લાહના નજીક સાચા મુમિન અને તેની રહમતોના હકદાર થવા ચાહીએ તો જરૂરી છે કે દરેક મામલામાં પ્રમાણિકપણું અને ઈમાનદારી ધારણ કરીએ અને વચન પાળવાને પોતાની ઝિંદગીનો સિદ્ધાંત બનાવી લઇએ. યાદ રાખો, અમારામાંથી જે કોઇના અંદર આ સદગુણો નથી તે અલ્લાહ અને રસૂલના નજીક સાચો મુમિન અને પુરો મુસલમાન નથી.

## અદલ અને ઈન્સાફ

ઇસ્લામે દરેક મામલામાં અદલ અને ન્યાયની પણ અતિશયજ તાકીદ ફરમાવી છે. કુર્આન મજીદમાં ઇરશાદ છે:-

**ઈન્નલ્લાહ યામુરૂ બિલ અદલે વલ ઈહસાન.**

( પા. ૧૪, સૂ. નહલ )

અર્થાત-અલ્લાહ તઆલા અદલ ઈન્સાફ કરવા તેમ ઉપકાર કરવાનો હુકમ આપે છે.

ફરી ઇસ્લામમાં ન્યાયની આ તાકીદ માત્ર પોતાનાઓનાજ હકમાં કરવામાં આવી નથી. બલ્કે પારકાઓના હકમાં પણ છે. વળી જાનમાલ અને દીન, ઇમાનના દુશ્મનોના બારામાં પણ અદલ, ઈન્સાફનીજ તાકીદ કરવામાં આવી છે. કુર્આન શરીફનું સ્પષ્ટ ફરમાન છે :—

**વલા યજરિમન્નકુમ શનઆનુ કવમિન અલા અલ્લા તઅદિલુ, એઅદિલુ હુવ અકરબુ લિત્તકવા.**

( પા. ૬, સૂ. માએદહ )

અર્થાત–અને કોઈ કોમની અદાવત તમને આ ગુનાહ પર ઉશ્કેરી ન આપે કે તમે તેની સાથે ન્યાયથી ન વર્તો, તમે દરેક હાલમાં પ્રત્યેકની સાથે ઈન્સાફ કરો. એજ વર્તન તકવાની શાનને વધુ યોગ્ય છે.

આ આયતથી સ્પષ્ટ જાહેર છે કે કોઈ વ્યક્તિથી કે કોઈ કોમથી અગર કદાચ અમારી દુશ્મની અને લડાઈ હોય તો પણ અમે તેઓની સાથે કાંઈ પણ અન્યાય કરી શકતા નથી. છતાં જો કરીશું તો અલ્લાહના નજીક સખત ગુનેહગાર અને પાપી ઠરીશું.

રસૂલુલ્લાહ (સલ.)થી રિવાયત કરવામાં આવ્યું છે કે હઝરત (સલ.)એ ફરમાવ્યું :—

કિયામતના દિવસે અલ્લાહના સૌથી વધુ નજીક અને અલ્લાહને સૌથી વધુ વહાલો અદલ કરનાર ઇમામ હશે. ( એટલે અલ્લાહના હુકમ અનુસાર ન્યાયપૂર્વક સત્તા ચલાવતો બાદશાહ ) અને કિયામતના દિવસે સૌ કરતાં અલ્લાહથી છેટો અને અતિ સખત અઝાબમાં સપડાએલો ઝુલ્મ કરનાર ઈમામ હશે. ( એટલે અત્યાચાર અને અન્યાયથી રાજ્ય કરતો બાદશાહ. )

અફસોસ ! અમે મુસલમાનોએ ઈસ્લામના આ પવિત્ર શિક્ષણોને તદ્દન જ ભૂલવી નાખ્યા છે. અગર આજે મુસલમાનોમાં આ સદગુણો પેદા થઇ જાય કે તેઓ વાતના સાચા, કરારના પાકા, પ્રમાણિક અને દરેકની સાથે અદલ

ઇન્સાફ કરનારા થઇ જાય તો દુન્યાની ઇઝઝતો પણ તેમના ચરણોનું ચુંબન કરે અને જન્નતમાં પણ ઘણા મહાન દરજા મળે.

## દયા કરવી અને કસુરવાનને માફી આપવી

કોઇને મુસીબતની હાલતમાં અને દુઃખ દર્દમાં સપડાએલો જોઇને તેની દયા ખાવી અને તેની સાથે હમદર્દી કરવી અને કોઇ કસુરવાનના વાંકને માફ કરી દેવું પણ તે સદવર્તનોમાંથી છે, જેમની ઇસ્લામમાં ઘણી મહત્વતા અને મહાન ફઝીલત છે.

એક હદીસમાં છે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

તમે અલ્લાહના બંદાઓ પર દયા કરો તમારા ઉપર દયા કરવામાં આવશે. તમે લોકોના કસુર માફ કરો, તમારા કસુરો પણ માફ કરવામાં આવશે.

એક બીજી હદીસમાં છે :—

જે કોઈ દયા નથી કરતો, તેના ઉપર દયા કરવામાં આવશે નહિ.

એક બીજી રિવાયતમાં છે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું:-

જે કોઇ બીજાનો કસુર માફ કરતો નથી તો અલ્લાહ તઆલા પણ તેના કસુરો માફ કરશે નહિ.

એક બીજી હદીસમાં છે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું:-

દયા કરનારાઓ ઉપર રહમાન દયા કરે છે. તમે ધરતીવાળાઓ સાથે દયાનું વર્તન કરો, તમારા ઉપર આકાશવાળો દયા કરશે.

આ હદીસથી સ્પષ્ટ જણાય છે કે ઇસ્લામ દોસ્ત, દુશ્મન સૌની સાથે બલ્કે ધરતીના પટ પર જીવન ગાળતી સઘળી મખલૂક સાથે દયાભાવ રાખવાનું શિક્ષણ આપે છે.

એક હદીસમાં છે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

કોઇ વ્યકિતએ એક તરસ્યા કુતરાને જે અતિશય તરસથી કાદવ ચાટી રહ્યો હતો, તેના ઉપર તરસ ખાઇને પાણી પીવડાવ્યું હતું; જેથી અલ્લાહ તઆલાએ તેના આ કામના બદલામાં તેને જન્નત અર્પણ કરી.

અફસોસ ! અલ્લાહની મખલૂક પર દયા કરવા અને હરેકની સાથે હમદર્દી કરવાનો ગુણ અમારામાંથી નીકળી ગયો અને તેથીજ અમે અલ્લાહની રહમતોને પાત્ર રહ્યા નથી.

## સ્વભાવની નરમી

લેવડદેવડમાં તેમ દરેક પ્રકારના વર્તનમાં નરમી અને સહેલાઇ કરવું પણ ઇસ્લામના ખાસ શિક્ષણોમાંથી છે.

એક હદીસમાં છે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

નરમી કરનારાઓ અને સહેલાઈ કરનારાઓ પર દોઝખની આગ હરામ છે.

એક બીજી હદીસમાં છે :—

અલ્લાહ તઆલા નરમી કરવાવાળો છે નરમીને પસંદ કરે છે અને નરમી પર એટલું આપે છે કે તેટલું સખતી પર આપતો નથી.

## સહનશીલતા અને બરદાસ કરવું

અણગમતી વાતોને સહન કરવું અને એવા મોકા પર ક્રોધને દબાવી દેવું પણ તે અખલાકમાંથી છે જેને ઇસ્લામ સર્વે માનવીઓમાં પેદા કરવા ચાહે છે. અને અલ્લાહના નજીક તે ઇમાનવાળાઓનો મહાન દરજો છે જેઓ પોતાના અંદર આ ગુણ પેદા કરી લે.

કુર્આન શરીફમાં જ્યાં એવા લોકોનું વર્ણન છે જેઓના માટે જન્નત શણગારવામાં આવી છે, ત્યાં એવા લોકોનું ખાસ રીતે વર્ણન કરવામાં આવ્યું છે. ફરમાન છે :—

**વલ કાઝિમીનલ ગૈઝ વલ આફીન અનિન્નાસ.**

( પા. ૪, સૂ. આલે ઇમ્રાન )

અર્થાત–જેઓ ગુસ્સાને દબાવી દેનારા અને લોકોના કસુરો માફ કરનારા છે.

એવા લોકોના હકમાં રસૂલુલ્લાહ (સલ.)ની ખુશખબરી છે કે :—

જે માણસ પોતાના ગુસ્સાને અટકાવશે, અલ્લાહ તઆલા તેનાથી પોતાનો અઝાબ રોકી લેશે.

અલ્લાહના તે બંદા મહા ભાગ્યશાળી છે જેઓ ક્રોધ ચઢવાના વખતે આ આયતો અને હદીસોને યાદ કરી પોતાના ગુસ્સાને રોકી લે. અને તેના બદલામાં અલ્લાહ તઆલા તેઓથી પોતાનો અઝાબ રોકી લે.

## સારી વાત અને મીઠી વાણી

ઇસ્લામના નૈતિક શિક્ષણો પૈકી એક ખાસ શિક્ષણ આ પણ છે કે વાતચીત સદા સારી રીતે અને મીઠી ભાષામાં કરવામાં આવે અને કડક ભાષા અને માઠા શબ્દોથી બચવામાં આવે.

કુર્આન મજીદમાં ફરમાન છે :—

**વ કૂલૂ લિન્નાસિ હુસ્ના.**

અર્થાત–અને લોકોથી ભલી વાત કહો.

ઇસ્લામે મીઠી વાણીને નેકી ઠેરવી છે અને કડક વાતને ગુનોહ બતાવ્યો છે.

હદીસ શરીફમાં છે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે:-

નરમી અને સભ્યતાથી વાતચીત કરવી નેકી અને એક પ્રકારનો સદકો છે.

એક બીજી હદીસમાં હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :—

નઠારી જીભ વાપરવી ઝુલ્મ છે અને ઝુલ્મનું ઠેકાણું દોઝખ છે.

એક બીજી હદીસમાં છે :—

નઠારી રીતે વાતચીત કરવી નિફાક છે. (એટલે મુનાફિકોની કુટેવ છે.)

અલ્લાહુ તઆલા નઠારી જીભ અને કડક વાત કરવાની આ અત્યાચારીઓ અને મુનાફિકોની કુટેવથી અમારૂં રક્ષણ કરે. અને એવી ભલાશ અને નરમાશથી વાત કરવાનું અમને નસીબ કરે જે ઈમાનની શાન છે, અને અલ્લાહના નેક બંદાઓની રીત છે.

## નમ્રતા અને નમનતાઈ

ઈસ્લામ જે સદાચારોને પોતાના અનુયાયીઓમાં સામાન્ય કરવા ચાહે છે, તેમાંથી એક આ પણ છે કે અલ્લાહના બીજા બંદાઓના મુકાબલામાં માણસ પોતાને નીચો રાખે, અને પોતાને સાધારણ અને નાનો બંદો સમજે. એટલે આપવડાઈ અને અભિમાનથી પોતાના દિલને પવિત્ર રાખે અને તેની જગ્યાએ ખાકસારીને પોતાનું લક્ષણ બનાવે.

અલ્લાહુને ત્યાં ઈઝઝત અને સરસાઈ તેજ ભાગ્યશાળીઓ માટે છે જેઓ આ દુન્યામાં નમ્ર બનીને રહે. કુર્આન મજીદમાં ફરમાન છે :—

**વ ઇબાદુર્રહમાનિ–લ્લઝીન યમશૂન અલલઅર્દિ હવના.** ( પા. ૧૯, સૂ. ફુરકાન )

અર્થાત–રહમાનના ખાસ બંદા તેઓ જ છે જે ધરતી પર નમનતાઈથી ચાલે છે.

**તિલ્કદ–દારૂલ–આખેરતુ નજઅલુહા લિલ્લઝીન લા યુરીદૂન ઉલૂવન ફિલઅર્દિ વલા ફસાદા.**

( પા. ૨૦, સૂ. કસસ )

અર્થાત–આખેરતના તે ઘર ( જન્નત )ના વારિસ અમે તે લોકોને જ બનાવીશું જેઓ દુન્યામાં મોટમ મેળવવા અને ફસાદ કરવા ચાહતા નથી.

એક હદીસમાં છે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

જેણે ખાકસારી ધારણ કરી, અલ્લાહ તઆલા તેના રૂતબા એવા ઉંચા કરી દેશે કે તેને અઅલા ઈલ્લીયીન (જન્નતના સર્વોત્તમ દરજા) સુધી પહોંચાડી આપશે.

અને એથી ઉલટું મોટમ અને અહંકાર અલ્લાહ તઆલાને એટલો બધો નાપસંદ છે કે એક હદીસમાં આવ્યું છે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે :—

જેના દિલમાં એક રાઈના દાણા જેટલું પણ અભિમાન અને ગર્વ હશે તે જન્નતમાં જઈ શકશે નહિ.

એક બીજી હદીસમાં છે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

અહંકારથી બચો, અહંકાર જ તે પાપ છે જેણે સૌથી પહેલાં શૈતાનનું નખ્ખોદ વાળ્યું.

અલ્લાહ તઆલા અમને સર્વેને આ શૈતાની કુટેવથી બચાવે. અને એવી નમનતાઇ અને ખાકસારી અર્પણ કરે જે તેને પસંદ છે અને જે બંદગીની શાન છે.

પરંતુ અત્રે અમને આ પણ યાદ રાખવું જોઇએ કે અમારી નમનતાઈ અને ખાકસારી પોતાની ઝાત અને પોતાના અંગત મામલામાં હોવી જોઇએ. પરંતુ હકના મામલામાં અને દીનના બારામાં તો અમારે સબળતા અને અડગતાની સાબિતી આપવી જોઇએ, એ મોકા માટે અલ્લાહનો તેમજ અલ્લાહના રસૂલનો એજ હુકમ છે.

સારાંશ કે મુમિનની શાન એજ છે કે તે પોતાના નફસ અને પોતાની જાતને તુચ્છ અને સાધારણ સમજે. પણ હક ઉપર મઝબુતીથી કાયમ રહે અને કોઈની બીક, ધાકથી તેમાં કમઝોરી દેખાડે નહિ.

## સબ્ર અને શુરાતન

આ જગતમાં માણસો પર મુસીબતો અને સંકટોના વખત પણ આવે છે. કદી માંદગી આવે છે, કદી મોહતાજી અને નાદારીની સુરત થઈ જાય છે, કદી ઝાલિમ દુશ્મનો સતાવે છે, તો કદી બીજી કોઈ રીતે હાલતો પ્રતિકુળ થઈ જાય છે. તો એવા મોકાઓ માટે ઈસ્લામનું ખાસ શિક્ષણ આ છે કે અલ્લાહના બંદા ધીરજ અને હિમ્મતથી કામ લે અને સેંકડો દુઃખો અને મુસીબતો હોવા છતાં અડગતા અને શુરવીરતા સાથે પોતાના સિદ્ધાંતો ઉપર કાયમ રહે. એવા લોકો માટે કુર્આન શરીફની ખુશખબર આ છે કે તે લોકો અલ્લાહના વહાલા છે.

**વલ્લાહો યુહિબ્બુસ્સાબિરીન.**

( પા. ૪, સૂ. આલે ઇમ્રાન )

અર્થાત્–અને અલ્લાહ સબરવાળાઓથી મુહબ્બત રાખે છે.

'બીજી આયતમાં છે :—

**ઈન્નલ્લાહ મઅસ્સાબિરીન.** (પ. ૨, સૂ. બકરહ)

અર્થાત્–બેશક અલ્લાહ ધીરજવાનોની સાથે છે.

એક બીજી આયતમાં એવા ઈમાનવાળાઓનાં અતિશય વખાણ કર્યાં છે, જેઓ દુઃખ અને સંકટની સ્થિતિમાં તેમજ હકના માટે લડવામાં અડગ રહે અને ભોગ આપવાથી નાસે નહિ.

**વસ્સાબિરીન ફિલ માસાએ વદ–દર્રાએ વ હીનલબાસે, ઉલાઇકલ્લઝીન સદકૂ વ ઉલાઇક હુમુલ મુત્તકૂન.** ( પા. ૨, સૂ. બકરહ )

અર્થાત્–અને જે લોકો સખતી અને દુઃખમાં અને લડાઇના વખતે અડગ રહેનારા છે, તેઓ જ સાચા અને તેઓ જ મુત્તકી છે.

એક હદીસમાં છે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

સબ્રની તવફીકથી ઉત્તમ કોઈ ને'મત નથી.

એક બીજી હદીસમાં છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :—

સબ્ર અડધું ઈમાન છે.

અને એથી ઉલટું બેસબરી અને કમહિમ્મતી ઇસ્લામની દ્રષ્ટિએ ખરાબમાં ખરાબ એબ છે. જેનાથી

હુઝૂર (સલ.) પોતાની દુઆઓમાં વખતો વખત પનાહ માગતા હતા. અલ્લાહુ તઆલા અમને સર્વેને પણ સબ્ર અને હિમ્મત આપે અને બેસબરી તથા કમહિમ્મતીથી પોતાની પનાહમાં રાખે.

## ઈખલાસ અને નીયતની દુરૂસ્તી

ઈખલાસ એકંદર ઇસ્લામી અખલાકની બલ્કે એમ કહેવું જોઇએ કે પુરા ઇસ્લામની રૂહ અને આત્મા છે. ઇખલાસની મતલબ એ છે કે અમે જે કાંઈ કામ કરીએ તે માત્ર અલ્લાહના માટે અને તેની ખુશીના ઈરાદાથી જ કરીએ. એ વતરોક અમારો બીજો કોઈ પણ હેતુ ન હોય.

ઈસ્લામનું મૂળ તવહીદ છે. અને તવહીદની પુર્ણાહુતી ઈખલાસથી જ થાય છે. એટલે કામિલ તવહીદ એજ છે કે અમારૂં દરેક કામ અલ્લાહના જ માટે હોય અને માત્ર અલ્લાહની જ ખુશનુદી અને તેનો સવાબજ અમારી નજર સમક્ષ હોય.

હદીસમાં છે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

જેણે અલ્લાહના માટે મુહબ્બત કરી અને અલ્લાહના માટેજ દુશ્મની કરી અને અલ્લાહની ખાતરજ આપ્યું અને અલ્લાહના જ માટે રોકી લીધું તેણે પોતાનું ઇમાન કામિલ કરી લીધું.

મતલબ આ છે કે જેણે પોતાના સંબંધો અને મામલાઓને પોતાની અંગત ઇચ્છાઓ તેમ બીજા હેતુઓના બદલે માત્ર અલ્લાહની ખુશનુદીના જ તાબે કરી દીધા તેજ અલ્લાહના નજીક કામિલ મુમિન છે.

એક બીજી હદીસમાં છે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે :—

અલ્લાહ તઆલા તમારી જાહેરી સ્થિતિઓ અને તમારા શરીરોને જોતો નથી. બલ્કે તમારા દિલોને જુએ છે.

એટલે અલ્લાહ તઆલાના તરફથી બદલા અને સવાબનો મામલો ઈખલાસ અને દિલની નીયતો પ્રમાણે હશે.

એક બીજી હદીસમાં છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :—

લોકો ! પોતાના અમલોમાં ઇખલાસ પેદા કરો અલ્લાહ તઆલા તેજ અમલ કબૂલ કરે છે, જે ઇખલાસપૂર્વક હોય.

છેવટે બીજી એક હદીસ બયાન કરવામાં આવે છે જેને સાંભળીને અમને સૌને ધ્રુજી ઉઠવું જોઇએ. કેટલીક રિવાયતોમાં છે કે હઝરત અબૂ હુરૈરહ (રદી.) જ્યારે આ હદીસ સંભળાવતા હતા ત્યારે કદી કદી બેભાન થઇ ઢળી પડતા હતા. તે હદીસ આ છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :—

કિયામતમાં સૌથી પહેલાં કુર્આનના કેટલાક આલિમો અને કેટલાક શહીદો અને કેટલાક માલદારોને રજુ કરવામાં આવશે અને તે લોકોથી પૂછવામાં આવશે કે તમે પોતાની ઝિંદગીમાં અમારા માટે શું કર્યું ? કુર્આનનો આલિમ કહેશે, હું ઝિંદગીભર તારી કિતાબને પઢતો પઢાવતો રહ્યો. એને પોતે શીખ્યો અને બીજાઓને શીખવતો રહ્યો અને આ બધું તારી ખાતર જ કર્યું. (અલ્લાહનું) ફરમાન થશે તું જૂઠો છે, તેં તો આ બધું પોતાની ખ્યાતિ માટે કર્યું હતું જે દુન્યામાં જ તને મળી ગઈ. ફરી માલદારથી પૂછવામાં આવશે કે અમે તને ધન આપ્યું હતું તેમાં તેં

અમારા માટે શું કર્યું ? તે કહેશે કે નેકીના બધા કામોમાં અને ભલાઈના બધા માર્ગોમાં ખર્ચ કર્યો અને એ બધું તારાજ માટે કર્યું. ફરમાન થશે તું જૂઠો છે. તેં દુન્યામાં આ બધી ઉદારતા એટલા માટેજ કરી હતી કે તારી સખાવત અને ઉદારતાની ચર્ચા થાય અને લોકો ખૂબ વખાણ કરે, તો દુન્યામાં આ બધું જ તને મળી ગયું. પછી એવીજ રીતે શહીદથી પૂછવામાં આવશે. તે કહેશે કે તારી આપેલી સૌથી વહાલી વસ્તુ જાન હતી, તેને હું તારા માટે કુરબાન કરી આવ્યો. ફરમાન થશે તું જૂઠો છે. તેં લડાઈમાં માત્ર એટલા માટેજ ભાગ લીધો હતો કે તારી બહાદુરી પ્રખ્યાત થાય અને તને નામના મળે, તો તે ખ્યાતિ અને નામવરી તને દુન્યામાં મળી ગઇ. ફરી એ ત્રણે માટે હુકમ થશે કે એમને ઉંધા મોઢે ઘસડીને દોઝખમાં નાખી દેવામાં આવે. તો તે મુજબ તેઓને દોઝખમાં હોમી દેવામાં આવશે.

ભાઇઓ ! અમને જોઇએ કે પોતાના દરેક અમલને આ હદીસની રોશનીમાં જોઇએ અને પોતાના દિલ અને પોતાની નિયતોમાં ઈખલાસ પેદા કરવાની કોશિશ કરીએ.

ઓ અલ્લાહ ! અમને ઈખલાસ અર્પણ કર અને અમારા ઈરાદાઓ અને અમારી નીયતોને માત્ર પોતાના ફઝલ અને કરમથી દુરૂસ્ત કરી આપ અને અમને પોતાના ઈખલાસવાળા બંદાઓમાંથી બનાવી દે. આમીન.



# ઈસ્લામનો દસમો સબક

## દરેક વસ્તુથી વધુ અલ્લાહ અને રસૂલની તેમજ દીનની મુહબ્બત

ભાઇઓ ! ઈસ્લામ જેવી રીતે અમને અલ્લાહ અને રસૂલ પર ઈમાન લાવવા તથા નમાઝ, રોઝહ અને હજ્જ તથા ઝકાત અદા કરવાનું શિક્ષણ આપે છે અને ઈમાનદારી તથા પરહેઝગારી તેમજ સદ્વર્તન અને સારી ચાલ ચલગત ઇખ્તેયાર કરવા હિદાયત અને તાકીદ કરે છે તેવીજ રીતે એની એક ખાસ હિદાયત અને શિક્ષણ આ પણ છે કે અમે જગતની પ્રત્યેક વસ્તુથી વધુ એટલા સુધી કે માબાપ, ઓરત, બચ્ચાં તેમજ જાન, માલ અને ઇઝઝત આબરૂથી પણ અધિક અલ્લાહથી અને તેના રસૂલની તેમ તેના પાક દીનથી મુહબ્બત રાખીએ.

એટલે જો કદી કોઇ એવો નાજુક અને સખત વખત આવે કે દીન પર કાયમ રહેવા અને અલ્લાહ તથા રસૂલના હુકમો પર ચાલવાના કારણે અમને જાન, માલની તેમ ઇઝઝત, આબરૂની ધાસ્તી હોય તો તે વખતે પણ અલ્લાહ અને રસૂલને તેમજ દીનને છોડે નહિ. અને જાનમાલ, ઈઝઝત આબરૂ પર જે કંઇ વીતે વીતી જવા દે.

કુર્આન અને હદીસમાં ઠેક ઠેકાણે ફરમાવવામાં આવ્યું છે કે જે લોકો ઇસ્લામનો દાવો કરે અને તેને અલ્લાહ તેમ રસૂલની સાથે અને તેના દીનની સાથે એટલી મુહબ્બત અને આટલા પ્રમાણનો સંબંધ ન હોય તે અસલી મુસલમાન નથી.

બલ્કે તે અલ્લાહના તરફથી સખત સઝા અને અઝાબના હકદાર છે. સૂરએ તવબહમાં ફરમાવ્યું છે :—

**કુલ ઈન કાન આબાઉકુમ વ અબ્નાઉકુમ વ ઈખવાનુકુમ વ અઝવાજુકુમ વ અશીરતુકુમ વ અમ્વાલુનિકતરફતુમૂહા વ તિજારતુન તખશવન કસાદહા વ મસાકિનુ તરદવનહા અહબ્બ ઈલયકુમ મિનલ્લાહે વ રસૂલિહી વ જિહાદિન ફી સબીલિહી ફતરબ્બસુ હત્તા યાતિયલ્લાહુ બિઅમરિહ, વલ્લાહો લા યહદિલ કવમલ ફાસિકીન.** (પા. ૧૦)

અર્થાત-(એ રસૂલ!) તમે લોકોને કહી દો કે અગર તમારા માતપિતા, તમારી અવલાદ, તમારા ભાઈભાંડુ, તમારી પત્નીઓ, તમારૂં કુટુંબ અને તમારી ધન દોલત જેને તમે કમાયા છો તેમ તમારો વેપાર ધંધો જેના મંદા થઈ જવાથી તમે ડરો છો અને તમારાં મકાનો જે તમને પસંદ છે (એ બધી વસ્તુઓ અગર) તમને અલ્લાહથી અને તેના રસૂલથી અને તેના દીન માટે કોશિશ કરવાથી વધુ પ્રીય છે તો અલ્લાહના ફેસલાની રાહ જુઓ અને (યાદ રાખો) કે અલ્લાહ નાફરમાનોને હિદાયત આપતો નથી.

આ આયતથી જણાયું કે જે લોકો અલ્લાહ અને રસૂલના તથા તેના દીનના મુકાબલામાં પોતાના માબાપ, અથવા ઓરત, બચ્ચાં કે ધન દોલત અને મિલ્કતોથી

વધારે પ્રેમ રાખતા હોય અને જે લોકોને અલ્લાહ અને રસૂલની ખુશનુદી તથા દીનની સેવા અને ચડતી કરતાં પોતીકી આ વસ્તુઓની વધારે ચિંતા હોય તેઓ અલ્લાહના સખત નાફરમાન હોઇ તેના ગઝબને પાત્ર છે.

એક મશહુર અને સહી હદીસમાં છે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

ઈમાનની મિઠાસ અને દીનની મઝા તે માણુસને જ મળશે જેમાં ત્રણ વાતો એકઠી હોય. પહેલી આ કે અલ્લાહ અને રસૂલની મુહબ્બત તેના વતરોકની બધી જ વસ્તુઓથી વધારે હોય. બીજી વાત આ છે કે જે માણુસથી પણ મુહબ્બત રાખે માત્ર અલ્લાહના જ માટે રાખે (જાણે મૂળમાં અને સાચી મુહબ્બત માત્ર અલ્લાહથી જ હોય) અને ત્રીજી વાત આ કે ઇમાનના પછી કુફ્રના તરફ પાછા ફરવું અને દીનને છોડી દેવું તેને એવું નાપસંદ અને ભારે લાગતું હોય જેવું કે આગમાં નાખવામાં આવવું.

એથી જણાયું કે અલ્લાહ અને રસૂલના નજીક અસલી અને સાચા મુસલમાન તેજ છે જેમને અલ્લાહની, રસૂલની અને દીન ઈસ્લામની મુહબ્બત દુન્યાના સઘળા આદમીઓ તેમજ સર્વે વસ્તુઓથી વધારે હોય. એટલા સુધી કે તે અગર કોઇ પણ માણુસથી મુહબ્બત કરે તો અલ્લાહની જ ખાતર કરે. અને દીનથી તેઓને એવી મુહબ્બત હોય

કે તેને તજી કુફ્રની રીત પર ચાલવું તેના માટે એટલું ભારે અને દુઃખદાયક હોય જેવું કે આગના અલાવમાં નાખ્યા જવું.

એક બીજી હદીસમાં છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :—

તમારામાંથી કોઈ માણસ ત્યાં સુધી પુરો મુમિન અને અસલી મુસલમાન થઈ શકતો નથી જ્યાં સુધી તેને મારી મુહબ્બત પોતાના માબાપથી, પોતાની અવલાદથી તેમજ દુન્યાના સર્વે લોકોથી વધારે ન હોય.

ભાઇઓ ! ઇમાન અસલમાં એનું જ નામ છે, કે માણસ સંપૂર્ણ રીતે અલ્લાહનો અને રસૂલનો થઈ જાય અને પોતાના બધા સંબંધો અને ઇચ્છાઓને તે બન્નેના સંબંધ પર અને તેમના દીનના માર્ગમાં કુરબાન કરી શકે, જેવી રીતે કે બુઝુર્ગ સહાબીઓએ કરીને બતાવ્યું. અને આજે પણ અલ્લાહના સાચા બંદાઓનો એજ હાલ છે. જો કે તેઓની સંખ્યા ઘણી જ ઓછી છે. અલ્લાહ તઆલા અમને સૌને પણ તેઓની જ સાથે અને તેઓમાંથી જ બનાવી આપે.



# ઈસ્લામનો અગીઆરમો સબક

## અલ્લાહના સાચા દીનની સેવા અને દઅવત

ભાઈઓ! જેવી રીતે અમારા માટે આ જરૂરી છે કે અલ્લાહ અને રસૂલ પર ઈમાન લાવીએ અને તેમની બતાવેલી નેકી અને પરહેઝગારીના તે સીધા અને રોશન માર્ગે ચાલીએ જેનું નામ 'ઈસ્લામ' છે તેવી જ રીતે અમારા ઉપર એ પણ ફર્ઝ છે કે અલ્લાહના જે બંદા તે માર્ગથી અજાણ છે અથવા પોતાની સ્વભાવિક બુરાઈના કારણે એ માર્ગે ચાલતા નથી તેઓને પણ એ માર્ગથી માહિતગાર કરવાની અને તેના ઉપર ચલાવવાની કોશિશ કરીએ. એટલે જેવી રીતે ખુદાપાકે અમારા ઉપર આ ફર્ઝ કર્યું છે કે અમે તેના સદગુણી, ફરમાંબરદાર, ઇબાદત કરનાર, અને પરહેઝગાર બંદા બનીએ, તેવી જ રીતે તેણે એ પણ ફર્ઝ કર્યું છે કે આ હેતુ માટે અમે તેના બીજા બંદાઓમાં પણ કોશિશ કરીએ. એનું જ નામ દીનની સેવા અને દીનની દઅવત છે.

અલ્લાહ તઆલાના નજીક આ કામ એટલું મોટું છે કે તેણે એજ હેતુના માટે આ જગતમાં હઝારો પયગમ્બર મોકલ્યા અને તે પયગમ્બરોએ અનેક પ્રકારના સંકટો વેઠી અને દુ:ખો સહન કરીને દીનની સેવા અને દઅવતનું આ કામ બજાવ્યું. અને લોકોની સુધારણા અને હિદાયત માટે કોશિશ કરી. (અલ્લાહ તઆલા તેઓ પર અને તેમના સહકાર આપનારાઓ પર અગણિત રહમતો મોકલે)

પયગમ્બરીનો આ સિલસિલો ખુદાપાકના અંતીમ પયગમ્બર હઝરત મુહમ્મદ (સલ.) પર પૂર્ણ થઈ ગયો. અને અલ્લાહ તઆલાએ તેમની જ મારફતે પોતાના આ ખાસ ફેસલાની જાહેરાત પણ કરાવી આપી કે દીનના શિક્ષણ અને આમંત્રણ તથા લોકોની સુધારણા અને હિદાયત માટે હવે પછી કોઇ નવા પયગમ્બર મોકલવામાં આવશે નહિ. હવે કિયામત સુધી આ સેવા તે લોકોને જ બજાવવી પડશે જેઓ હઝરત મુહમ્મદ (સલ.)ના લાવેલા દીનને સ્વીકારી ચુકયા છે અને તેમની હિદાયતને કબૂલ કરી ચુકયા છે.

સારાંશ કે નુબૂવત અને રિસાલત ખતમ થયા પછી દીનની દઅવત અને લોકોની સુધારણા અને હિદાયતની આખી જવાબદારી હવે સદાના માટે હુઝૂર (સલ.)ની ઉમ્મતને સોંપી દેવામાં આવી છે અને ખરી રીતે આ ઉમ્મતની એ અતિ મહાન ફઝીલત છે. બલ્કે કુર્આન શરીફમાં એજ કામ, અને એજ સેવા તથા દઅવતને આ ઉમ્મતની હસ્તીનો હેતુ બતાવવામાં આવ્યો છે. જાણે કે આ ઉમ્મત એ કામ માટે જ પેદા કરવામાં આવી છે. ફરમાન છે:—

**કુનતુમ ખૈર ઉમ્મતિન ઉખરિજત લિન્નાસે તામુરૂન બિલમઅરૂફે વ તનહવન અનિલમુનકરે વ તુમિનૂન બિલ્લાહ.** ( પા. ૪, સૂ. આલે ઇમ્રાન )

અર્થાત-( ઓ મુહમ્મદની ઉમ્મત ! ) તમે તે સર્વોત્તમ જમાઅત છો જે આ જગતમાં સામાન્ય લોકોની સુધારણા માટે પેદા કરવામાં આવી છે, તમે નેકીની આજ્ઞા આપો

છો અને બુરાઇથી રોકો છો અને અલ્લાહ પર સાચું ઈમાન રાખો છો.

આ આયતથી જણાયું કે આ મુહમ્મદી ઉમ્મત દુન્યાની બીજી ઉમ્મતો અને જમાઅતોમાં એજ કારણથી શ્રેષ્ઠ અને અફઝલ થઇ કે પોતે ઈમાન અને નેકીના માર્ગે ચાલવા ઉપરાંત બીજાઓને પણ નેકીના રસ્તે ચલાવવા અને બુરાઇઓથી બચાવવાની કોશિશ કરવી એની ખાસ સેવા અને ખાસ ડયુટી હતી અને એટલાજ માટે એને "સર્વોત્તમ ઉમ્મત" ઠેરવવામાં આવી હતી.

એથીજ આ પણ જણાયું કે આ ઉમ્મત અગર દીનની દઅવત અને લોકોની સુધારણા અને હિદાયતનો આ ફર્ઝ અદા ન કરે તો તે આ ફઝીલતના પાત્ર નથી. બલ્કે સખત ગુનેહગાર અને કસુરવાન છે, કે અલ્લાહ તઆલાએ એવા મહાન કામની જવાબદારી એને સોંપી છતાં એણે તેને પુરી કરી નહિ. એનો દાખલો તદ્દન એવોજ છે કે કોઈ બાદશાહ સિપાહીઓના અમૂક ટોળાને શહેરમાં એટલા ખાતર મુકર્રર કરે કે તે બુરાઇઓ અને બદમાશીઓને અટકાવે પણ તે સિપાહીઓ એ સેવા નહિ બજાવતાં ઉલટા પોતે પણ તે બધા ગુનાહો અને બદમાશીઓ કરવા લાગે જેને અટકાવવા ખાતર બાદશાહે તેઓની ડયુટી નકકી કરી હતી. તો જાહેર છે કે આ ગુનેહગાર સિપાહી ઇનામ અથવા પગાર મેળવવાને પાત્ર તો કયાંથી થાય ? સખત સઝાને પાત્ર થશે. બલ્કે અગર તેઓને બીજા ગુનેહગારો બદમાશોથી વધારે શિક્ષા આપવામાં આવે તો અયોગ્ય ગણાશે નહિ.

અફસોસ ! આ વખતે ઇસ્લામી ઉમ્મતનો એજ હાલ છે કે દીનની ખિદમત અને દઅવત તથા જગતની

સુધારણા અને હિદાયત તો રહી ખુદ તેઓમાંજ સેંકડે દસ પાંચથી વધારે એવા માણસો રહ્યા નથી જે ખરા અર્થમાં મુમિન અને મુસ્લિમ હોય, નેકીઓ કરતા હોય, બુરાઇઓથી બચતા હોય. એવી હાલતમાં અમારી સૌથી પહેલી ફર્ઝ આ છે કે દીનની દઅવત અને સુધારણા તથા હિદાયતનું કામ પ્રથમ આ ઉમ્મતનાજ તે વર્ગોમાં કરવામાં આવે જે દીન, ઈમાન અને નેકી, પરહેઝગારીના માર્ગથી દૂર થઇ પડયા છે.

એનું એક કારણ તો આ છે કે જે લોકો પોતાને મુસલમાન કહે અને કહેવડાવે છે, ભલેને તેઓની અમલી હાલત ગમે તેવી હોય, છતાં તેઓ ઈમાન અને ઇસ્લામનો ઈકરાર કરીને ખુદાપાક તથા રસૂલ તેમજ તેમના દીનની સાથે એક પ્રકારનો સંબંધ અને એક રીતની ખુસુસીયત પેદા કરી ચુકયા છે, અને ઇસ્લામી સોસાયટી અને બિરાદરીની એક વ્યકિત બની ચુકયા છે, જેથી અમારા માટે તેઓની સુધારણા અને સંભાળની ફિકર દરેક હાલતમાં પ્રથમ છે. જેમકે કુદરતી રીતે દરેક માણસ પર તેની અવલાદ અને તેના નજીકના સગાંઓની દેખરેખ અને સંભાળની જવાબદારી બીજા લોકો કરતાં વધારે હોય છે.

અને એક બીજું કારણ આ પણ છે કે જગતના સામાન્ય લોકો મુસલમાનોની હાલની સ્થિતિને નિહાળતાં ઈસ્લામની ખૂબી અને બેહતરીને કદી પણ સમજી શકતા નથી. બલ્કે ઉલટા તેથી અણગમો કરનાર અને બેઝાર થાય છે, સદાંથી સામાન્ય લોકોની એજ રીત રહી છે અને અત્યારે પણ એજ રીત છે કે કોઈ પણ ધર્મના અનુયાયીઓની સ્થિતિ અને તેઓનાં આચરણ અને વર્તન

જોઇને જ તે ધર્મ સંબંધી સારો કે ખરાબ મત કાયમ કરવામાં આવે છે.

જે ઝમાના સુધી મુસલમાનો સામાન્ય રીતે સાચા મુસ્લિમ થતા હતા અને પુરી રીતે ઈસ્લામના હુકમોનું પાલન કરતા હતા, જગતના લોકો માત્ર તેમને જોઇ જોઇને જ ઇસ્લામના આશિક થતા હતા અને આખા ઇલાકાઓ તેમ અનેક કોમો ઈસ્લામમાં દાખલ થતી હતી. પરંતુ જ્યારથી મુસલમાનોમાં વધુ સંખ્યા એવા લોકોની થઇ ગઈ જેઓ પોતાને મુસલમાન તો કહે છે, પણ તેમનાં આચરણ અને વર્તન ઇસ્લામી નથી અને તેમના દિલ, ઇમાન અને તકવાના નૂરથી ખાલી છે; ત્યારથી જગત ઇસ્લામથી જ માઠા વિચારો લઈ બેઠું છે.

સારાંશ કે અમારે આ હકીકતને સારી રીતે સમજી લેવી જોઇએ કે મુસલમાન ઉમ્મતના જીવન ગાળવાની રીતભાત અને મુસ્લિમ કોમની અમલી હાલત જ ઇસ્લામના હકમાં સૌથી મોટી સાક્ષી અને ગવાહી છે. અગર તે સારી હશે તો દુન્યા ઈસ્લામ સંબંધી સારા મત બાંધશે અને પોતાની મેળે જ તેના તરફ આકર્ષાઈ આવશે. અને જો તે ખરાબ હશે તો પછી આખું જગત ઇસ્લામને જ ખરાબ જાણશે. અને તે પછી જો તેમને ઈસ્લામની દઅવત આપવામાં આવશે તો તેની કંઇજ અસર થશે નહિ. ત્યારે બીજાઓમાં ઇસ્લામની દઅવતનું કામ પણ એના ઉપર જ અવલંબિત છે કે મુસલમાન ઉમ્મતમાં ઈસ્લામી ઝિંદગી એટલે ઇમાન અને નેક કામ સામાન્ય થઈ જાય. દરેક હાલતમાં એ રીતે પણ એજ જરૂરી છે કે પ્રથમ મુસલમાનોની જ સુધારણા અને હિદાયતની ફિકર કરવામાં

આવે અને તેઓમાં ઇસ્લામી ઝિંદગીને સામાન્ય કરવા માટે સંપૂર્ણ શકિતથી કોશિશ કરવામાં આવે.

કુર્આન શરીફમાં આ કામ (એટલે દીનની સેવા અને દઅવત તથા લોકોની સુધારણા અને હિદાયતની કોશિશ)ને 'જેહાદ' પણ કહેવામાં આવ્યું છે. બલ્કે 'જેહાદે કબીર' એટલે મહાન જેહાદ બનાવવામાં આવ્યું છે. * અને એમાં કંઈજ શંકા નથી કે અગર આ કામ ખુલૂસ અને નેક નીયતથી અને માત્ર અલ્લાહની ખુશનુદી ખાતર કરવામાં આવે તો ચોક્કસ અલ્લાહના નજીક એ કામ ઘણો મોટો જેહાદ છે.

ઘણા લોકો એમ સમજે છે કે જેહાદ માત્ર તે લડાઇનું નામ છે જે દીની સિદ્ધાંતો અને કાનુનો અનુસાર અલ્લાહના માર્ગમાં લડવામાં આવે. પરંતુ ખરી વાત આ છે કે દીનની દઅવત અને અલ્લાહના બંદાઓની સુધારણા અને હિદાયત માટે જે વખતે પણ જે પ્રકારની કોશિશ કરી શકાતી હોય તેજ કોશિશ તે સમયનો ખાસ જેહાદ છે.

રસૂલુલ્લાહ (સલ.) નુબૂવતના પછી લગભગ બાર, તેર વર્ષ મક્કા મુઅઝ્ઝમામાં રહયા. આ પુરી મુદ્દતમાં આપનો તેમજ આપના સાથીઓનો જેહાદ એજ હતો કે વિરૂદ્ધતાઓ અને અનેક પ્રકારની મુસીબતો હોવા છતાં પોતે દીન પર મજબૂતી સાથે કાયમ રહ્યા અને બીજાઓની સુધારણા અને હિદાયતની કોશિશ કરતા રહ્યા તેમ અલ્લાહના

* સૂરએ ફુરકાનની આયત વજાહિદહુમ બિહી જેહાદન કબીરાના સંબંધી તફસીરવેત્તાઓનો સામાન્ય મત એજ છે કે એથી મતલબ તબલીગ અને દઅવત જ છે.

બંદાઓને છુપી રીતે તેમજ જાહેરમાં દીનની દઅવત આપતા રહયા.

સારાંશ કે અલ્લાહને ભૂલેલા અને માર્ગથી ભટકી ગએલા બંદાઓને અલ્લાહથી મેળવી આપવાની અને ખરા માર્ગે ચલાવવાની કોશિશ કરવી અને એ માર્ગમાં પોતાનો પૈસો ખર્ચ કરવો તેમ ટાઇમ અને સુખચેનને કુરબાન કરવાં એ બધું જ અલ્લાહના નજીક જેહાદમાં જ ગણાય છે. બલ્કે આ વખતનો ખાસ જેહાદ એજ છે.

આ કામ કરનારાઓને આખેરતમાં જે બદલો અને સવાબ મળનાર છે અને નહિ કરનારાઓ માટે અલ્લાહની લઅનત અને ગઝબની જે ધાસ્તી છે તેનો કંઈક અંદાજો નીચે ટાંકેલી હદીસોથી થઈ શકે છે.

હઝરત અબુ હુરૈરહ (રદી.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ)એ ફરમાવ્યું :—

જે માણસ લોકોને ખરા માર્ગની દઅવત આપે અને નેકીના તરફ બોલાવે, તો જેટલા લોકો તેની વાત માનીને જેટલી નેકીઓ અને ભલાઇઓ કરશે અને તે નેકીઓનો જેટલો સવાબ તેના કરનારાઓને મળશે તેટલોજ સવાબ તે માણસને પણ મળશે જેણે તેઓને નેકીની દઅવત આપી. અને એવા કારણે તે નેકી કરનારાઓના બદલા અને સવાબમાં કંઈજ કમી થશે નહિ.

આ હદીસથી જણાયું કે અગર ધારો કે તમારી દઅવત અને કોશિશથી દસ, વીસ માણસ પણ સુધરી ગયા અને તે અલ્લાહ અને રસૂલને ઓળખવા લાગ્યા અને એવીજ રીતે બીજા ફર્ઝો અદા કરવા લાગ્યા અને ગુનાહો તથા બુરી

વાતોથી બચવા લાગ્યા તો એ બાબતોનો જેટલો સવાબ તે લોકોને મળશે, તે બધો એકંદર સામટો તમને એકલાને મળશે. અગર તમે વિચાર કરો તો જણાશે કે આટલો બધો સવાબ કરવાનો બીજો કોઈ માર્ગ છેજ નહિ, કે એક માણસને સેંકડો માણસોની ઈબાદતો અને નેકીઓનો સવાબ મળી જાય.

એક બીજી રિવાયતમાં છે, રસૂલુલ્લાહ (સલ.)એ હઝરત અલી (રદી.)થી ફરમાવ્યું :—

એ અલી! અલ્લાહના સોગંદ! અગર તમારા વડે એક માણસને પણ હિદાયત થઈ જાય તો તમારા માટે આ બાબત એનાથી બેહતર છે કે તમને અનેક લાલ ઊંટ મળી જાય. (જાણી લો કે અરબવાસીઓ લાલ ઊંટને ઘણી મોટી દોલત સમજતા હતા.)

હકીકતમાં અલ્લાહના બંદાઓની સુધારણા અને હિદાયત અને તેઓને નેકીના માર્ગે લગાડવાની કોશિશ જેમકે પ્રથમ પણ કહેવામાં આવ્યું ઘણીજ ઉંચા દરજાની સેવા અને નેકી છે અને અંબિયા (અલૈ.)ની ખાસ મીરાસ અને કાયમ મકામી છે. તો પછી દુન્યાની કોઈ મોટામાં મોટી દોલતની પણ એના મુકાબલામાં શું વિસાત થઇ શકે છે?

રસૂલુલ્લાહ (સલ.)એ એક બીજી હદીસમાં લોકોની સુધારણા અને હિદાયતના કામની મહત્તાને એક સહેલાઇથી સમજી શકાય તેવા ઉદાહરણ વડે પણ સમજાવી છે. હઝરત (સલ.)ના ઇરશાદનો ખુલાસો આ છે :—

ધારો કે એક વહાણ (સ્ટીમર) છે જેમાં નીચે ઉપર બે દરજા છે. અને નીચેના દરજાવાળા મુસાફિરોને પાણી ઉપરના

દરજાથી લાવવું પડે છે, જેથી ઉપરવાળા મુસાફિરોને પણ તકલીફ થાય છે, જેથી તેઓ તે નીચેવાળાઓથી નારાઝ થાય છે; ત્યારે જો નીચેવાળા મુસાફિરો પોતાની નાદાની અને બેવકુફીથી નીચેથીજ પાણી મેળવવા માટે વહાણુના નીચલા ભાગમાં કાણું કરવા લાગે અને ઉપરના દરજાવાળા તેઓને આ ભૂલથી અટકાવવાની કોશિશ ન કરે તો પરિણામ એ આવશે કે વહાણ બધાનેજ લઇ ડુબી જશે. અને જો ઉપરવાળા મુસાફિરોએ સમજાવીને નીચેવાળાઓને આ અવળચંડાઇથી અટકાવી લીધા તો તેઓ તે લોકોને પણ બચાવી લેશે અને પોતે પણ બચી જશે. હુઝૂર (સલ)એ ફરમાવ્યું, બિલકુલ એજ પ્રમાણે ગુનાહો અન બુરાઇઓનો પણ હાલ છે. અગર કોઈ જગ્યાના લોકો અજ્ઞાનતાની વાતો અને ગુનાહોમાં પડેલા હોય અને ત્યાંના નેક અને સમજદાર લોકો તેઓની સુધારણા અને હિદાયતની કોશિશ કરે નહિ તો પરિણામ એજ આવશે કે તે ગુનેહગારો અને પાપીઓના કારણે અલ્લાહનો અઝાબ ઉતરશે અને પછી બધાજ તેમાં સપડાઈ જશે. અને જો તેઓને ગુનાહો અને બુરાઇઓથી રોકવાની કોશિશ કરી લેવામાં આવી તો પછી બધાજ અઝાબથી ઉગરી જશે.

એક બીજી હદીસમાં છે. હુઝૂર (સલ.)એ ઘણી તાકીદપૂર્વક અને સોગંદ ખાઇને ફરમાવ્યું :—

અલ્લાહના સોગંદ ! જેના કબજામાં મારો જાન છે તમે સારી વાતો અને નેકીઓ સંબંધી લોકોને કહેતા રહો અને તેઓને બુરાઇઓથી અટકાવતા રહો. યાદ રાખો અગર તમે એવું ન કર્યું તો બનવાજોગ છે કે અલ્લાહ તમારા ઉપર કોઈ સખત પ્રકારનો અઝાબ મોકલી દે અને તમે તેથી

દુઆઓ માગો પણ તે વખતે તમારી દુઆઓ પણ સાંભળવામાં આવે નહિ.

ભાઇઓ ! આ ઝમાનાના કેટલાક અલ્લાહવાળા અને રોશન દિલ બુઝુર્ગોનું ધારવું છે કે મુસલમાનો પર એક મુદ્દતથી જે મુસીબતો અને હલકાઈ કરનાર બાબતો આવી રહી છે અને જે પરેશાનીઓમાં તેઓ સપડાએલા છે, અને વળી તે હઝારો દુઆઓ, ખતમો અને વઝીફાઓ પઢવા છતાં ટળતી નથી; તેનું મુખ્ય કારણ એજ છે કે અમે દીનની સેવા અને દઅવત તથા લોકોની સુધારણા અને હિદાયતના કામને છોડી બેઠા છીએ, જેના માટે અમે પેદા કરવામાં આવ્યા હતા અને નુબૂવત ખતમ થવા પછી જેના અમે પુરેપુરા જવાબદાર બનાવી દેવામાં આવ્યા હતા. દુન્યાનો પણ એવો જ કાનુન છે કે જે સિપાહી પોતાની ખાસ ડયુટી બજાવે નહિ તેને કમી કરી દેવામાં આવે છે અને બાદશાહ તેને જેટલી શિક્ષા વાજબી લાગે તેટલી આપે છે.

આવો, હવે પછીના માટે આ ફર્ઝ અને એ ડયુટી બજાવવાનો અમે બધા કરાર કરીએ. અલ્લાહ તઆલા અમારો મદદગાર થાય. તેનો વાયદો છે "વલયનસુરન્નલ્લાહો મંય યનસુરૂહ" અર્થાત-અલ્લાહ તે લોકોની જરૂર મદદ કરશે જેઓ તેના દીનની મદદ કરે છે.



# ઈસ્લામનો બારમો સબક

## દીન પર મઝબુતીથી કાયમ રહેવું (ઇસ્તિકામત)

ઈમાન લાવવા પછી બંદાના ઉપર અલ્લાહ તરફથી જે ખાસ જવાબદારીઓ આવે છે, તે પૈકી એક મહાન જવાબદારી આ પણ છે કે બંદો અડગતા અને ધૈર્યતાપૂર્વક દીન પર કાયમ રહે અને ભલેને ઝમાનો તેના માટે ગમે તેટલો વિરૂદ્ધ થઇ જાય તે કોઇ પણ સ્થિતિમાં દીનને હાથથી છોડવા માટે તૈયાર ન થાય એનું જ નામ ઇસ્તિકામત છે.

કુર્આન શરીફમાં એવા લોકો માટે મોટા ઈનામો અને મહાન દરજાઓનું વર્ણન કરવામાં આવ્યું છે. એક જગ્યાએ ઈરશાદ છે :—

**ઈન્નલ્લઝીન કાલૂ રબ્બુનલ્લાહુ સુમ્મસતકામૂ તતનઝ્ઝલુ અલયહિમુલ મલાઈકતુ અલ્લા તખાફુ વલા તહઝનૂ વ અબશિરૂ બિલ જન્નતિલ્લતી કુનતુમ તૂઅદૂન નહનુ અવલિયાઉકુમ ફિલ હયાતિદ દુન્યા વ ફિલ આખિરહ, વ લકુમ ફીહા મા તશતહી અનફુસુકુમ વ લકુમ ફીહા મા તદઉન, નુઝુલમ મિન ગફુરિર્રહીમ.** (પા. ૨૪, સૂ. હામીમ સજદહ)

અર્થાત-જે લોકોએ ઇકરાર કરી લીધો (દિલથી કબૂલ કરી લીધું) કે અમારો પરવરદિગાર બસ અલ્લાહ છે (અને

અમે તેના મુસ્લિમ બંદા છીએ) ફરી તેઓ એના ઉપર અડગતાથી કાયમ રહ્યા (એટલે આ ઈકરારનો હક અદા કરતા રહ્યા અને કદી પણ તેથી ડગ્યા નહિ.) તેઓના ઉપર અલ્લાહુના તરફથી ફરિશ્તા આ સંદેશ લઈ ઉતરશે કે કંઇ ડર રાખો નહિ અને કોઈ વાતની દિલગીરી કે ગમ રાખો નહિ અને તે જન્નત મળવાથી ખુશ રહો જેનો તમારાથી વાયદો કરવામાં આવતો હતો. અમે તમારા સહાયક છીએ. આ જગત જીવનમાં તેમ આખેરતમાં પણ, અને તમારા માટે તે જન્નતમાં તે સઘળું જ હશે જેને તમારૂં મન ચાહશે અને તમને ત્યાં તે બધું જ મળશે જે કંઇ તમે માગશો. આ માનભરી પરોણાગત તમારા બક્ષનાર, દયાળુ પરવરદિગાર તરફથી થશે.

સુબહાનલ્લાહ! દીન પર મઝબૂતીથી કાયમ રહેનારાઓ અને બંદગીનો હક અદા કરનારાઓ માટે આ આયતમાં કેવી મહાન ખુશખબર છે! સત્ય તો એજ છે કે અગર જાન, માલ સર્વસ્વ કુરબાન કરીને પણ કોઇને આ દરજ્જો મળી જાય તો તે મહા ભાગ્યશાળી છે.

એક હદીસમાં છે :—

રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં એક સહાબીએ અરજ કરી કે હઝરત! મને કોઇ એવી પરિપૂર્ણ નસીહત ફરમાવો કે આપના પછી ફરી કોઇથી કંઇ પૂછવાની જરૂર જ ન રહે. હઝરત (સલ.)એ ફરમાવ્યું, કહો બસ અલ્લાહુ જ મારો પરવરદિગાર છે અને પછી તેના ઉપર મઝબૂતીથી અડગ રહો. (અને તે મુજબ બંદગીનું જીવન ગાળતા રહો.)

કુર્આન શરીફમાં અમારી હિદાયતના માટે અલ્લાહ તઆલાએ પોતાના અનેક એવા વફાદાર બંદાઓના અતિશય

બોધ લેવા લાયક બનાવો વર્ણન કર્યાં છે, જેઓ અતિશય સખત વિરૂદ્ધતાઓની હાલતોમાં પણ દીન પર કાયમ રહયા અને મોટામાં મોટી લાલચ અને સખતથી સખત દુઃખોનો ડર પણ તેઓને ઇમાનથી ડગાવી શકયો નહિ. તેઓમાં એક બનાવ તો તે જાદુગરોનો છે જેમને ફિરઔને હઝરત મૂસા (અલૈ)ના મુકાબલા માટે બોલાવ્યા હતા. અને ભારે ઇનામ, ઈકિરામનો તેઓથી વાયદો કર્યો હતો. પરંતુ ખાસ મુકાબલા વખતે જ્યારે મૂસા (અલૈ.)ના દીનની અને તેમની દઅવતની સચ્ચાઈ તેઓ પર જાહેર થઇ ગઈ ત્યારે તેઓએ ન તો આ વાતની પરવા કરી કે ફિરઔન જે ઇનામ ઈકિરામનો તથા જે મોટા મોટા હોદ્દાઓનો અમારાથી વાયદો કર્યો છે, તેથી અમે અભાગ્ય રહી જઇશું અને ન તો આ વાતની પરવા કરી કે ફિરઔન અમને કેવી સખત શિક્ષા આપશે. સારાંશ કે તેઓએ આ બધા ખતરાઓથી બેપરવા બનીને ભરી મજલિસમાં પોકારીને કહી દીધું, **“આમન્ના બિરબ્બે હારૂન વ મૂસા.”** (અર્થાત–હારૂન અને મૂસા જે પરવર્દિગારની બંદગીની દઅવત આપે છે અમે તેના ઉપર ઈમાન લઈ આવ્યા.) પછી જ્યારે ખુદાપાકના દુશ્મન ફિરઔને તેઓને ધમકી આપી કે હું તમારા હાથ પગ કપાવીને સૂળી પર લટકાવી દઇશ. તો તેઓએ પુરી ઇમાની હિમ્મત અને બહાદૂરીથી જવાબ આપ્યો :—

**ફકદે મા અન્ત કાદ, ઈન્નમા તકદી હાઝિહિલ હયાતદ દુન્યા, ઈન્ના આમન્ના બિરબ્બેના લિયગફિર લના ખતાયાના.** (પા. ૧૬, સૂ. તાહા)

અર્થાત–તારે જે હુકમ કરવો હોય તે કરી નાખ, તું પોતાનો હુકમ માત્ર આ થોડા દિવસની દુન્યાની ઝિંદગીમાં જ ચલાવી શકે છે. અને અમે તો પોતાના સાચા પરવરદિગાર પર એટલા માટે ઇમાન લાવ્યા છીએ કે તે ( આખેરતની અનંત ઝિંદગીમાં ) અમારા ગુનાહ માફ કરી દે.

અને એથી પણ વધારે પાઠ લેવા લાયક બનાવ ખુદ ફિરઔનની પત્નીનો છે. તમે જાણો છો કે ફિરઔન મિસરની રાજસત્તાનો જાણે એકલો જ માલિક અને મુખત્યાર હતો. અને તેની આ પત્ની મિસર ( ઈજીપ્ત ) દેશની મહારાણી હોવા સાથે ખુદ ફિરઔનના દિલની પણ જાણે માલિક હતી. બસ એટલા ઉપરથી જ અંદાજો કાઢો કે તેણીને દુન્યાની કેટલી ઈઝઝત અને કેવો ઐશ આરામ હશે ? પરંતુ જ્યારે મૂસા (અલૈ.)ના દીન અને તેમની દઅવતની સચ્ચાઈ અલ્લાહની આ બંદી પર જાહેર થઇ ગઈ ત્યારે તેણીએ આ વાતની તદ્દન પરવા કરી જ નહિ કે ફિરઔન મારા ઉપર કેવા કેવા અત્યાચાર કરશે અને દુન્યાના આ બાદશાહી ઐશ આરામના બદલે મને કેટલી મુસીબતો અને ઈજાઓ વેઠવી પડશે ? સારાંશ કે આ બધી વાતોથી તદ્દન બેપરવા બનીને તેણીએ પોતાના ઈમાનની જાહેરાત કરી દીધી અને પછી અલ્લાહના માર્ગમાં અલ્લાહની બંદીએ એવાં એવાં દુ:ખો વેઠયાં જેની કલ્પનાથી જ રોમાંચ ઉભાં થઇ જાય છે અને કાળજું મ્હોંમાં આવે છે. પછી અલ્લાહ તઆલાના તરફથી તેણીને એવો દરજ્જો મળ્યો કે કુર્આન શરીફમાં ઘણીજ ઈઝઝત સહિત તેણીનું વર્ણન કરવામાં આવ્યું અને મુસ્લિમો માટે તેમના

સબર અને કુરબાનીને આદર્શરૂપ બતાવવામાં આવ્યું. ઇરશાદ છે :—

**વ દરબલ્લાહુ મસલલ લિલ્લઝીન આમનુ મરઅત ફિરઔન, ઇઝ કાલત રબ્બિબને લી ઇન્દક બયતન ફિલ જન્નતે વ નજ્જેની મિન ફિરઔન વ અમલેહી વ નજ્જેની મિનલ કૌમિઝ ઝાલેમીન.**

(પા. ૨૯, સૂ. તહરીમ)

અર્થાત–અને ઈમાનવાળાઓના માટે અલ્લાહ તઆલા દ્રષ્ટાંત બયાન કરે છે ફિરઔનની પત્ની (આસેયહ)નું, જ્યારે તેણીએ દુઆ માગી કે હે મારા પરવરદિગાર ! તું મારા માટે જન્નતમાં પોતાની નઝદીકીના સ્થાને એક ઘર બનાવી દેજો અને મને ફિરઔનની બુરાઇઓથી તેમ તેના બુરા વર્તનોથી છુટકારો આપ, તેમ આ ઝાલિમ કોમથી મને છોડવી દે.

સુબહાનલ્લાહ ! કેવો મરતબો અને કેવી શાન છે ? કે આખી ઉમ્મતના માટે એટલે હઝરત અબૂ બક્ર સિદ્દીક (રદી.)થી લઈ કિયામત સુધીના બધાજ મુસલમાનો માટે અલ્લાહ તઆલાએ પોતાની બંદીની ઇસ્તિકામત (દીન પર મઝબૂતીથી કાયમ રહેવા)ને નમુનો અને ઉદાહરણ ઠેરવ્યું છે.

હદીસ શરીફમાં છે કે મક્કા મુઅઝ્ઝમહમાં જ્યારે મુશરિકોએ મુસલમાનોને અતિશય સતાવ્યા અને તેઓનો ઝુલમ હદ ઉપરાંત થઈ ગયો ત્યારે કેટલાક સહાબીઓએ

રસૂલુલ્લાહ (સલ.)થી અરજ કરી કે હુઝૂર! હવે તો આ અત્યાચારીઓના ઝુલમ હદથી વધી રહયા છે માટે આપ અલ્લાહ તઆલાથી દુઆ ફરમાવો. ત્યારે હઝરત (સલ.)એ જવાબ આપ્યો તમે અત્યારથી ગભરાઇ ગયા! તમારી પૂર્વેના હકવાળાઓ સાથે એટલા સુધી થયું છે કે લોખંડના ખૂબ ચિન્ધા કાંસકા તેમના માથાઓમાં પેસાડીને ખેંચી કાઢવામાં આવતા હતા અને કોઈના માથા પર કરવત ચલાવીને વચ્ચેથી બે ટુકડા કરી દેવામાં આવતા હતા. પરંતુ એવા સખત ક્રુર ઝુલમો પણ તેમને પોતાના સાચા દીનથી ફેરવી શકતા ન હતા અને તેઓ પોતાનું દીન છોડતા ન હતા.

અલ્લાહ તઆલા અમારા જેવા અશકતોને પણ પોતાના તે સાચા બંદાઓની હિમ્મત અને ઇસ્તિકામતના કંઈક સાધારણ ભાગ અર્પણ કરે અને કદાચ કોઈ એવો વખત નિર્માણ થયો હોય તો પોતાના તે વફાદાર બંદાઓના પગલે ચાલવાની તવફીક આપે.

બિના કરદંદ ખુશ રસ્મે બ ખાકો ખં ગલતીદન,
ખુદા રહમત કુનદ ઇં આશિકાને પાક તીનત રા.

અર્થાત–તેઓએ ધૂળ અને લોહીમાં આળોટવાનો ઘણો સારો રિવાજ કાયમ કર્યો. એ પવિત્ર હસ્તીવાળા આશિકો પર અલ્લાહ રહમત કરે.



# ઈસ્લામનો તેરમો સબક

## દીનની કોશિશ અને મદદ તથા હિમાયત

ઈમાનવાળાઓથી અલ્લાહુની ખાસ માગણી અને ઘણોજ તાકીદી હુકમ એક આ છે કે જે સાચા દીનને તથા અલ્લાહુની બંદગીવાળા જે સારા તરીકાને તેમણે સત્ય અને સરસ સમજીને ધારણ કર્યો છે, તેને સજીવન અને પ્રફુલ્લ રાખવા માટે અને તેને વધુથી વધુ પ્રચલિત કરવા માટે જેટલી કોશિશ કરી શકતા હોય તેટલી જરૂર કરે. દીનની પરિભાષામાં એનું નામ જેહાદ છે. અને જુદી જુદી સ્થિતિઓમાં તેના પ્રકારો જુદા જુદા હોય છે.

દાખલા રૂપે અગર કોઇ વખતે એવા સંજોગો હોય કે ખુદ પોતાનું અને પોતાના કુટુંબીઓનું તેમ પોતાની કોમ અને જમાઅતનું દીન પર કાયમ રહેવું મુશકેલ હોય તેના કારણે ખુદા ન કરે મુસીબતો અને તકલીફો વેઠવી પડતી હોય તો એવા સંજોગોમાં ખુદ પોતાને, પોતાના કુટુંબને અને પોતાની કોમવાળાઓને દીન પર કાયમ રાખવાની કોશિશ કરવી અને મઝબૂતીથી દીન પર અડી રહેવું મહાન જેહાદ છે. એવીજ રીતે અગર કોઇ વખત મુસલમાન ગણાતી કોમ અજ્ઞાનતા અને ગફલતના કારણે દીનથી દૂર થઈ રહી હોય તો તેની સુધારણા અને દીની કેળવણીની કોશિશ કરવી અને તેમાં પોતાના જાનમાલને ખપાવી દેવો પણ એક પ્રકારનો જેહાદ છે.

એવીજ રીતે અલ્લાહના જે બંદા અલ્લાહના સાચા દીનથી અને અલ્લાહના ઉતારેલા હુકમોથી અંજાણ છે તેઓને યોગ્ય રીતે અને લાગણીપૂર્વક દીનનો સંદેશ પહોંચાડવા અને અલ્લાહના હુકમોથી વાકિફ કરવામાં દોડધુપ કરવું પણ જેહાદનો એક પ્રકાર છે.

અગર કોઈ એવો વખત હોય કે અલ્લાહના અને રસૂલ પર ઈમાન રાખનારી જમાઅતના હાથમાં સંગઠિત બળ અને શકિત હોય અને અલ્લાહના દીનના રક્ષણ અને સહાયતાના હેતુનો તકાઝો એજ હોય કે તેના માટે સંગઠિત બળનો ઉપયોગ કરવામાં આવે તો તે વેળા અલ્લાહના નિર્માણ કરેલા કાનુનો અનુસાર દીનના રક્ષણ અને મદદ અર્થે શકિતનો સદઉપયોગ કરવો જેહાદ છે. પરંતુ એના જેહાદ અને ઇબાદત થવા માટે ખાસ બે શરતો છે. એક આ કે તેમનું આ પગલું પોતાના કે કોમના કોઈ પ્રકારના સ્વાર્થી લાભ માટે અથવા અંગત કે કોમી દ્વેશભાવ કે દુશ્મનીના કારણે ન હોય. બલ્કે મૂળ હેતુ માત્ર અલ્લાહના હુકમનું પાલન અને તેના દીનની સેવાજ હોય. બીજી શરત આ કે દીનના કાનુનોની સંપૂર્ણ પાબંદી હોય. આ બન્ને શરતો વિના અગર શકિતનો ઉપયોગ થશે તો દીનની દ્રષ્ટિએ તે જેહાદ નથી બલ્કે ફસાદ ઠરશે.

એવીજ રીતે ઝાલિમ અને અત્યાચારી સત્તાધીશોની (ભલેને તે મુસલમાનોમાંથી હોય કે ગેર મુસ્લિમોમાંથી હોય તેમની) સમક્ષ સત્ય, ન્યાયની વાત કહેવી પણ જેહાદનો એક પ્રકાર છે. જેને હદીસ શરીફમાં "અફઝલુલ જેહાદ" (સર્વોત્તમ જેહાદ) ફરમાવવામાં આવ્યું છે.

દીનની કોશિશ અને બચાવ તથા રક્ષણની આ બધી સૂરતો (જેમનું હમણાંજ વર્ણન થયું) પોતપોતાના મોકા

પર એ સૌજ ઇસ્લામના ફર્ઝોમાંથી છે. અને જેહાદનો શબ્દ (જેમકે ઉપર અમે બતાવ્યું) દરજા-બ-દરજા એ દરેકને શામિલ છે. હવે એની તાકીદ અને ફઝીલત સંબંધી થોડીક આયતો અને હદીસો બીજી પણ સાંભળી લો.

**વ જાહેદૂ ફિલ્લાહે હક્ક જેહાદિહ, હુવજતબાકુમ**
(પા. ૧૭, સૂ. હજ્જ)

અર્થાત-અને કોશિશ કરો અલ્લાહના માર્ગમાં જેવો કે તેનો હક્ક છે, તેણે (પોતાના દીન માટે) તમને ચુંટી લીધા છે.

**યા ઐયુહલ્લઝીન આમનૂ હલ અદુલ્લુકુમ અલા તિજારતિન તુનજીકુમ મિન અઝાબિન અલીમ. તઅ્મિનૂન બિલ્લાહિ વ રસૂલિહી વ તુજાહિદૂન ફી સબીલિલ્લાહે બિઅમવાલિકુમ વ અનફુસિકુમ, ઝાલિકુમ ખૈરૂલ્લકુમ ઇન કુન્તુમ તઅલમૂન. યગફિર લકુમ ઝુનૂબકુમ વ યુદખિલકુમ જન્નાતિન તજરી મિન તહતિહલ અનહારૂ વ મસાકિન તૈયેબતન ફી જન્નાતિ અદન, ઝાલિકલ ફૈવઝુલ અઝીમ.**
(પા. ૨૮, સૂ. સફ)

અર્થાત-ઓ ઈમાનવાળાઓ! શું હું તમને એક એવા વહેપાર અને સોદાનો પતો બતાવી આપું કે જે દુઃખદાયક અઝાબથી તમને છુટકારો અપાવી દે? (તે આ છે કે) અલ્લાહ અને તેના રસૂલ પર તમે ઇમાનને બરાબર કરો અને તેના માર્ગમાં (તેના દીનની ખાતર) પોતાના માલો અને જાનો વડે કોશિશ કરો, આ સોદો તમારા માટે ઘણો સારો છે અગર તમને સમજ બુજ હોય. (અગર તમે

અલ્લાહ તથા રસૂલ પર ઇમાન લાવીને તેના માર્ગમાં જાન માલથી કોશિશ કરવાની આ શરત પુરી કરી દીધી તો ) તે તમારા ગુનાહ બક્ષી દેશે અને તમને ( આખેરતના જહાનના ) એવા બગીચાઓમાં દાખલ કરી દેશે જેમના નીચે નહેરો વહેતી હશે અને સદા સર્વદાની જન્નતના પવિત્ર મકાનોમાં તમને વસાવશે, એ તમારી મહાન સફળતા છે.

હદીસ શરીફમાં છે. રસૂલુલ્લાહ (સલ.)એ એક દિવસ ખુતબો પઢયો અને ફરમાવ્યું :—

અલ્લાહ પર સાચું ઇમાન લાવવું અને દીનની કોશિશ કરવી સઘળા કામોમાં શ્રેષ્ઠ છે.

એક બીજી હદીસમાં છે. હુઝૂર (સલ.)એ ઇરશાદ ફરમાવ્યું :—

જે બંદાના પગો પર અલ્લાહના માર્ગે ચાલવાના કારણથી ધૂળ પડી હોય તો એ બનવા જોગ નથી કે પછી દોઝખની આગ તેને અડી શકે.

એક બીજી હદીસ છે. હુઝૂર (સલ.)એ ઇરશાદ ફરમાવ્યું :—

તમારામાંથી કોઈ માણુસનું અલ્લાહના માર્ગમાં (અલ્લાહના દીન માટે કોશિશ અને તેની મદદ તથા બચાવ અર્થે) ઉભા થવું અને ભાગ લેવો પોતાના ઘરના ખૂણે રહીને સિ-તેર વરસ નમાઝ પઢવાથી શ્રેષ્ઠ છે.

અલ્લાહ તઆલા અમને સૌને તવફીક આપે કે અમે પણ દીનની કોશિશ અને મદદ તથા રક્ષણનો આ સવાબ અને બદલો મેળવીએ.



# ઈસ્લામનો ચઉદમો સબક

## શહાદતની ફઝીલત અને શહીદોનો રૂતબો

સત્ય દીન એટલે ઇસ્લામ પર કાયમ રહેવાના કારણે અગર અલ્લાહના કોઈ બંદાને અથવા બંદીને મારી નાખવામાં આવે અથવા દીનની કોશિશ અને રક્ષણમાં કોઈ ભાગ્યશાળીનો જાન જાય તો દીનની પરિભાષામાં તેને શહીદ કહે છે અને અલ્લાહના ત્યાં એવાં લોકોનો ઘણોજ મહાન દરજ્જો છે.

એવા લોકો માટે કુર્આન મજીદમાં ફરમાવવામાં આવ્યું છે કે તેઓને કદાપી મરણ પામેલા ન સમજો, બલકે શહીદ થવા પછી અલ્લાહના તરફથી તેમને ખાસ પ્રકારનું જીવન મળે છે અને તેમના ઉપર અનેક પ્રકારની ને'મતોનો વરસાદ વરસ્યા કરે છે.

**વલા તહસબન્નલ્લઝીન કુતિલૂ ફી સબીલિલ્લાહિ અમવાતા, બલ અહયાઉન ઈન્દ રબ્બિહીમ યુરઝકૂન.**

(પા. ૪, સૂ. આલે ઇમ્રાન)

અર્થાત–જે લોકો અલ્લાહના માર્ગમાં (તેના દીનના રસ્તામાં) માર્યા જાય, તેમને કદાપિ મરેલા ન ગણો, બલ્કે તેઓ પોતાના પરવરદિગાર પાસે સજીવન છે, તેઓને અનેક પ્રકારની ને'મતો આપવામાં આવે છે.

શહીદો પર અલ્લાહ તઆલાના કેવા કેવા પ્યાર થશે અને તેમને કેવા કેવા ઈનામો મળશે તેનો અંદાજો હુઝૂર

(સલ.)ની આ હદીસથી કરી શકાય છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :—

જન્નતીઓમાંથી કોઇ પણ એવી ઇચ્છા કરશે નહિ કે તેને પાછો દુન્યામાં મોકલવામાં આવે, ભલેને તેમને કહેવામાં આવે કે તમને બધીજ દુન્યા આપવામાં આવશે. પરંતુ શહીદ એ અભિલાષા કરશે કે એક વખત નહિ દસ વખત તેમને પાછા દુન્યામાં મોકલવામાં આવે કે જેથી તે દરેક વખત અલ્લાહના માર્ગમાં શહીદ થઇને આવે. તેઓને આ અભિલાષા શહાદતના રૂતબાઓ અને તેનાં ખાસ ઇનામો જોઇને જ થશે.

શહાદતની અભિલાષા અને તેના ઉમંગમાં ખુદ રસૂલુલ્લાહ (સલ.)નો એ હાલ હતો કે એક હદીસમાં ફરમાવ્યું :—

તે હસ્તીના સોગંદ જેના કબજામાં મારો પ્રાણ છે, મારૂં મન ચાહે છે કે હું અલ્લાહના માર્ગમાં કતલ થાઉં, પછી મને સજીવન કરવામાં આવે તો ફરી કતલ થાઉં, પછી મને જીંદગી બક્ષવામાં આવે તો પાછો કતલ કરવામાં આવું.

એક હદીસમાં છે. હુઝૂર (સલ)એ ફરમાવ્યું :—

શહીદને અલ્લાહ તઆલાના તરફથી છ ઇનામો મળે છે. એક એ કે તે તરતજ બક્ષી દેવામાં આવે છે. અને તેને જન્નતમાં મળનારૂં તેનું મકાન અને સ્થાન દેખાડી આપવામાં આવે છે. બીજું એ કે કબરના અઝાબથી તેને બચાવી લેવામાં આવે છે. ત્રીજું એ કે મહશરના દિવસના તે સખત ગભરાટ અને વ્યાકુળતાથી તેને અમન આપવામાં આવશે જેનાથી ત્યાં સર્વે બેબાકળા હશે. (તેના સિવાય કે

ખુદાપાક જેને ચાહે ) ચોથું કિયામતમાં તેના માથે ઈજ્જત અને મોભાનો એવો તાજ મુકવામાં આવશે કે તેમાંનો એક માણેક આખી દુન્યા અને તેમાંની બધી જ વસ્તુઓથી બેહતર હશે. પાંચમું જન્નતની હુરોમાંથી બોતેરને તેના નિકાહમાં આપવામાં આવશે. છઠુ એ કે તેના કુટુંબીઓમાંથી સિ-તેર જણા માટે તેની સિફારશ કબૂલ કરવામાં આવશે.

શહીદ થનારના બધા ગુનાહ માફ કરી દેવામાં આવે છે. અલબત્ત અગર કોઇનું કરજ તેના માથે હશે તો તેનો બોજો તેના ઉપર બાકી રહેશે.

વળી યાદ રહે કે સવાબ અને બુઝુર્ગી એનાજ ઉપર અવલંબિત નથી કે દીનના માર્ગમાં માણસનો પ્રાણજ લેવામાં આવે. બલ્કે અગર દીનના કારણે જ કોઈ ઈમાનવાળાને સતાવવામાં આવ્યો, બેઆબરૂ કરવામાં આવ્યો, માર મારવામાં આવ્યો, અથવા તેનો માલ લુટવામાં આવ્યો અથવા બીજા કોઈ પણ પ્રકારે તેને નુકસાન પહોંચાડવામાં આવ્યું તો એ દરેકનો પણ અલ્લાહને ત્યાં ઘણો મહાન સવાબ મળશે અને અલ્લાહ તઆલા એવા લોકોને એટલા મોટા રૂતબા આપશે કે મોટા મોટા આબિદો અને પરહેઝગારો તેના ઉપર રશ્ક કરશે.

જેવી રીતે દુન્યાવી રાજ્યોમાં તે સિપાહીઓને ઘણું માન મળે છે અને તેઓને મોટા મોટા ઇનામો અને ખિતાબો આપવામાં આવે છે, જેઓ પોતાના રાજ્યની વફાદારી અને રક્ષણમાં અપંગ થાય, માર ખાય, ઝખમી કરવામાં આવે છતાં પણ રાજ્યના વફાદાર જ રહે. એવી રીતે અલ્લાહને ત્યાં તે બંદાઓની ખાસ ઈઝ્ઝત છે જેઓને અલ્લાહના દીન પર ચાલવા અને દીન પર કાયમ રહેવાના જ વાંકમાં અથવા દીનની ચડતી અને ફળીભૂત થવાની કોશિશ કરવામાં મારધાડ કરવામાં આવે અથવા બેઆબરૂ કરવામાં આવે અથવા અન્ય કોઇ પ્રકારના નુકસાનો વેઠે. કિયામતના દિવસે એવા લોકોને જ્યારે ખાસ ઇનામો વહેંચાશે અને અલ્લાહ તઆલા પોતાના ખાસ માન ઈકરામથી તેમને નવાઝશે ત્યારે બીજા લોકો હસરત કરશે કે આહ! દુન્યામાં અમારી સાથે પણ એવું જ વર્તન કરવામાં આવ્યું હોત, દીનના માટે અમારી હલકાઇ કરવામાં આવી હોત, માર્યા ધાડયા ગયા હોત, અમારા શરીરોને ઝખમી કરવામાં આવ્યા હોત, તો આ વખતે એજ ઇનામો અમને પણ મળત.

ઓ અલ્લાહ! અગર કોઈ વખતે એવી અજમાઇશો અમારી તકદીરમાં હોય તો અમને અડગ રાખજો અને પોતાની રહમત અને મદદથી અભાગ્ય ન કરી દેજો.

★

# ઈસ્લામનો પંદરમો સબક

## મરણના પછી બરઝખ, કિયામત, આખેરત

એટલી વાત તો સૌ કોઈ જાણે અને માને છે કે જે કોઈ આ જગતમાં પેદા થયો તેને કોઇને કોઈ દિવસે અવશ્ય મરવાનું છેજ. પરંતુ આપ મેળે કોઇને પણ આ વાતની જાણ નથી અને ન તો કોઈ એને જાણી શકે છે કે મરણ પછી શું થાય છે અને શું થશે? એ વાત માત્ર ખુદાપાકજ જાણે છે અને તેના બતાવવાથી પયગમ્બરોને ખબર થાય છે અને તેમના બતાવવાથી અમારા જેવા સામાન્ય માણસોને પણ માલુમ થાય છે.

અલ્લાહના દરેક પયગમ્બરે પોતપોતાના કાળમાં પોતાની કોમ અને પોતાની ઉમ્મતને ખૂબ સારી રીતે બતાવ્યું અને જતાવ્યું હતું કે મરણ પછી કઇ કઈ મનઝિલોથી તમારે ગુજરવું પડશે અને દુન્યામાં કરેલી તમારી કરણીઓનો સારો બદલો કે શિક્ષા દરેક મનઝિલમાં તમને કેવી રીતે મળશે. વળી અલ્લાહના પયગમ્બર સૈયેદના હઝરત મુહમ્મદ (સલ.) અલ્લાહના અંતીમ નબી અને રસૂલ છે, અને આપના પછી હવે કોઇ પયગમ્બર કિયામત સુધી આવનાર નથી. એટલા માટે આપે મરણ પછીની બધી જ મનઝિલોનું બયાન ઘણુંજ વિગતવાર અને ખુલાસાવાર કર્યું છે. અગર તેને એકત્ર કરવામાં આવે તો એક મહાન પુસ્તક તૈયાર થઇ શકે છે.

કુર્આન શરીફમાં અને હુઝૂર (સલ.)ની હદીસોમાં જે કંઇ એ સંબંધી બયાન કરવામાં આવ્યું છે, તેનો ટુંક સાર આ છે કે :—

મરણ પછી ત્રણ મનઝિલો આવનાર છે. પહેલી મનઝિલ મરણ વખતથી લઇને કિયામત આવવા સુધીની છે. તેને "આલમે બરઝખ" કહે છે.

મરણ પછી માણસનું શરીર ગમે તો ઝમીનમાં દફન કરવામાં આવે, ગમે તો દરિયામાં પધરાવવામાં આવે, ગમે તો બાળીને ભસ્મ કરી દેવામાં આવે પરંતુ તેની રૂહ (આત્મા) કોઈ પણ હાલતમાં ફના થતી નથી. માત્ર એટલુંજ થાય છે કે તે અમારી આ દુન્યાથી નીકળીને એક બીજા જગતમાં ચાલી જાય છે. ત્યાં અલ્લાહના ફરિશ્તા તેનાથી તેના દીન અને ધર્મ સંબંધી અમૂક સવાલો કરે છે અગર તે સાચો ઇમાનવાળો હોય છે તો ખરા ખરા જવાબો આપે છે, જેના ઉપર ફરિશ્તા તેને ખુશ ખબર સંભળાવી દે છે કે તું કિયામત સુધી સુખ ચેનથી રહેજો. અને જો તે મુમિન ન હોય બલ્કે કાફિર અથવા માત્ર નામનો મુસલમાન મુનાફિક હોય છે તો તેજ વખતથી સખત શિક્ષા અને દુ:ખમાં નાખી દેવામાં આવે છે. જે કિયામત સુધી ચાલુ રહે છે. એજ બરઝખની મનઝિલ છે, જેનો ટાઇમ મરણ વખતથી લઇને કિયામત સુધીનો છે.

એના પછી બીજી મનઝિલ કિયામત અને હશરની છે.

કિયામતનો મતલબ આ છે કે એક વખત એવો આવશે કે અલ્લાહ તઆલાના હુકમથી આ બધી દુન્યાનો એકદમ વિનાશ કરી દેવામાં આવશે (એટલે જેવી રીતે સખત પ્રકારના ધરતીકંપોથી ઇલાકાના ઇલાકા બરબાદ થઇ જાય છે તેવી જ રીતે તે વખતે આખી દુન્યા બરબાદ થઇ જશે

અને બધી જ વસ્તુઓ એકદમ નાશ પામશે) ફરી લાંબી મુદ્દત પછી અલ્લાહ તઆલા ચાહશે ત્યારે સઘળા માનવીઓને ફરીથી સજીવન કરશે. ત્યારે આખા જગતના આગલા પાછલા સર્વે માનવો જીવતા થઈ જશે. અને તે દરેકના દુન્યાવી જીવનનો પુરો હિસાબ થશે. આ પારખવા અને હિસાબમાં અલ્લાહના જે બંદા નજાત (મોક્ષ) અને જન્નતના હકદાર નીકળશે તેમને માટે જન્નતનો હુકમ આપી દેવામાં આવશે અને જે ઝાલિમો અને પાપીઓ અલ્લાહના અઝાબ અને દોઝખને પાત્ર હશે તેઓ માટે દોઝખનો હુકમ સંભળાવી દેવામાં આવશે. આ મનઝિલ મરણના પછીની બીજી મનઝિલ છે જેનું નામ કિયામત અને હશર છે.

તે પછી જન્નતીઓ સદા માટે જન્નતમાં ચાલ્યા જશે, જ્યાં માત્ર આરામ અને ચેન જ હશે. અને એવી લઝઝતો અને રાહતો હશે જે આ દુન્યામાં કોઈએ જોઈ કે સાંભળી પણ હશે નહિ અને દોઝખીઓને દોઝખમાં નાંખી દેવામાં આવશે જ્યાં તેઓને ઘણા સખત પ્રકારના અઝાબ અને દુઃખ હશે. અલ્લાહ અમને સૌને તેથી પોતાની પનાહમાં રાખે.

આ દોઝખ અને જન્નત જ મરણ પછીની ત્રીજી અને છેલ્લી મનઝિલ છે અને પછી લોકો સદા સર્વદા પોતપોતાની કરણીઓ અનુસાર જન્નત અથવા દોઝખમાં જ રહેશે.

મરણ પછીની સ્થિતિ સંબંધી અલ્લાહના પયગમ્બરોએ ખાસ કરી અંતિમ પયગમ્બર સૈયેદેના હઝરત મુહમ્મદ (સલ.)એ જે કંઈ બતાવ્યું છે અને કુર્આન, હદીસમાં જે કંઈ ફરમાવવામાં આવ્યુ છે, તેનો સાર એટલો જ છે જેનું ઉપર વર્ણન કરવામાં આવ્યું. હવે થોડીક આયતો અને હદીસો પણ સાંભળી લો.

**કુલ્લુ નફ્સિન ઝાએકતુલ મવત, સુમ્મ ઇલૈના તુરજઉન.** ( પા. ૨૧, સૂ. અનકબૂત )

અર્થાત–દરેક પ્રાણીને મૌતની મઝા ચાખવાની છે. પછી તમે બધા અમારા તરફ પાછા ફરશો.

**કુલ્લુ નફ્સિન ઝાએકતુલ મવત, વ ઇન્નમા તુવફ્ફવન ઉજૂરકુમ યવમલ કિયામહ.**

( પા. ૪, સૂ. આલે ઇમ્રાન )

અર્થાત–દરેક જીવને મૌતની મઝા ચાખવાની છે, અને તમારી કરણીઓના બદલા કિયામતના દિવસે પુરેપુરા આપવામાં આવશે.

કિયામત અને તેની ભયંકર બાબતોનું વર્ણન કુર્આન શરીફમાં સેંકડો જગ્યાએ કરવામાં આવ્યું છે. થોડીક આયતો અમે અત્રે પણ નકલ કરીએ છીએ.

**યા ઐયુહન્નાસુત્તકૂ રબ્બકુમ ઇન્ન ઝલઝલતસ્સાઅતિ શયઉન અઝીમ. યવમ તરૌનહા તઝહલુ કુલ્લુ મુરદિઅતિન અમ્મા અરદઅત વ તદઉ કુલ્લુ ઝાતે હમ્લિન હમ્લહા વ તરન્નાસ સુકારા, વમાહુમ બિસુકારા વલાકિન્ન અઝાબલ્લાહિ શદીદ.**

( પા. ૧૭, સૂ. હજ્જ )

અર્થાત–હે લોકો! પોતાના પરવરદિગારથી ડરો. કિયામતનો ધરતીકંપ મહાન (બિહામણી) વસ્તુ છે. જે દિવસે તમે તેને નિહાળશો તે દિવસે દરેક દૂધ પીવડાવનારી મા પોતાના ધાવતા બાળકોને ભૂલી જશે અને ગર્ભીણીઓના ગર્ભ પડી જશે, અને તમને લોકો નશામાં ચુર થએલા જેવા દેખાશે પણ ખરી રીતે તેઓ નશામાં નહિ જ હોય,

બલ્કે અલ્લાહનો અઝાબ ઘણો સખત છે. (તો માત્ર તેના જાહેર થતાં જ લોકો બેભાન જેવા બની જશે.)

અને સૂરએ મુઝઝમ્મિલમાં કિયામતના જ બયાનમાં ફરમાવ્યું છે :—

**યવમ તરજુફુલ અર્દુ વલજિબાલુ વ કાનતિલ જિબાલુ કસીબમ મહીલા.** (પા. ૨૯)

અર્થાત–જે દિવસે કે ધરતી અને પર્વતો પર ભારે કંપારો હશે અને પર્વતો ધસરતી રેતીના ઢગ જેવા થઈ જશે.

વળી એજ સૂરતમાં કિયામતનાજ બારામાં ફરમાવ્યું છે:-

**યવમ યજઅલુલ વિલદાન શીબા.** (પા. ૨૯)

અર્થાત–તે દિવસ બાળકોને વૃદ્ધ બનાવી દેશે.

અને સૂરએ અબસમાં ઇરશાદ છે :—

**ફઈઝા જાઅતિસ્સાખ્ખહ, યવમ યફિર્રુલ મર્ઓ મિન અખીહ, વ ઉમ્મિહી વ અબીહ, વ સાહિબતેહી વ બનીહ, લિકુલ્લિમરિઇમ મિનહુમ યવમઇઝિન શઅનુય યુગનીહ, વુજુહુય યવમઇઝિન દાહિકતુલ મુસતબશિરહ. વ વુજુહુંય યવમઇઝિન અલૈહા ગબરતુન તરહકુહા કતરહ.** (પા. ૩૦)

અર્થાત–જ્યારે કાનોના પરદા ફાડી નાખનારો અવાજ આવશે (એટલે જ્યારે કિયામતના સૂર ફુંકવામાં આવશે) તે દિવસે માણસ નાસી છૂટશે પોતાના ભાઈથી, પોતાની માથી તેમ પોતાના બાપથી, પોતાની પત્નીથી અને પોતાની અવલાદથી, તેઓમાંથી દરેકના માટે તે દિવસ એવી ચિંતા હશે કે બીજાઓથી બેપરવા કરી દેશે, એટલે દરેક પોતાનીજ

ફિકરમાં એવો ડુબેલો હશે કે માતપિતા, બૈરી છોકરાં, ભાઇ બહેનની કંઈજ પરવા કરશે નહિ ઉલટો તેઓથી નાસી છુટશે ) ઘણાં મુખડાં તે દિવસે પ્રકાશિત હાસ્ય કરતાં પ્રફુલ્લિત હશે, અને ઘણાં મોઢાં તે દિવસે ધૂળ ચઢેલાં હશે જેમના ઉપર કાળક છવાયલી હશે.

કિયામતના દિવસે સઘળા માણસો ખુદાપાકની સમક્ષ હાજર થશે. કોઈ પણ ક્યાંએ સંતાઈ શકશે નહિ. સૂરએ અલહાકકહમાં ઈરશાદ છે :—

**યવમઇઝિન તુઅરદુન લા તખફા મિનકુમ ખાફિયહ. ( પા. ૨૯ )**

અર્થાત–તે દિવસે તમે બધા અલ્લાહની સમક્ષ રજુ થશો, તમારામાંથી કોઇ સંતાઈ જનાર સંતાઇ શકશે નહિ.

અને સૂરએ કહફમાં ઇરશાદ છે :—

**વ યવમ નુસૈયેરૂલ જિબાલ વ તરલઅર્દ બારિઝતંવ વહશરનાહુમ ફલમનુગાદિર મિનહુમ અહદા. વ ઉરિદૂ અલા રબ્બિક સફ્ફા, લકદ જિઅતુમૂના કમા ખલકનાકુમ અવ્વલ મર્રહ, બલ ઝઅમતુમ અલ્લન નજઅલ લકુમ મવઇદા. વ વુદિઅલ કિતાબુ ફતરલ મુજરિમીન–મુશફિકીન મિમ્મા ફીહિ વ યકૂલૂન યા વૈલતના માલિહાઝલ કિતાબે લાયુગાદિરો સગીરતંવ વલા કબીરતન ઈલા અહસાહા વ વજદૂ મા અમિલૂ હાદિરા, વલા યઝલિમુ રબ્બુક અહદા. ( પા. ૧૫ )**

અર્થાત–તે દિવસે અમે પર્વતોને હટાવી દઈશું ( એટલે પર્વતો પોતાની જગ્યાએ કાયમ રહી શકશે નહિ બલ્કે તે

પડી ભાંગીને ચુરેચુરા થઇ ઉડી જશે) અને તમે ધરતીને તદ્દન ખુલ્લી નિહાળશો. (એટલે તેમાં શહેરો, ગામો કે બાગ બગીચા કંઇ જ રહેશે નહિ બલ્કે આખી ધરતી એક સપાટ મેદાન થઈ જશે) અને ફરી અમે બધાજ માનવીઓને બીજી વાર સજીવન કરીશું અને તેઓમાંથી એકને પણ છોડીશું નહિ અને તે બધા હારબંધ પોતાના પરવરદિગારની સમક્ષ રજુ કરવામાં આવશે (અને તેઓને કહેવામાં આવશે. જુઓ,) તમે ફરી જીવતા થઈ અમારી પાસે આવી ગયા જેમકે અમે તમને પ્રથમ વાર પેદા કર્યા હતા. બલ્કે તમે એમ ધારતા હતા કે અમે તમારા માટે કોઇ વાયદાનો વખત નહિ લાવીએ અને તેઓનું આમાલનામું (જેમાં તેઓની બધીજ ભલી બુરી કરણીઓની પુરી વિગત હશે) સામે મુકી દેવામાં આવશે, અને તમે પાપીઓને તે આમાલનામાથી ડરતા નિહાળશો. અને તેઓ કહેતા હશે હાય અમારી કમબખ્તી! આ આમાલનામાની અજબ સ્થિતિ છે કે એણે અમારી કોઇ નાની કરણીને તેમ મોટી કરણીને છોડીજ નથી, સૌને જ એ બતાવે છે, અને તેઓએ જે કાંઈ દુન્યામાં કર્યું હતું તે સૌને મૌજૂદ જોશે, અને તમારા પરવરદિગાર કોઈના ઉપર ઝુલ્મ કરશે નહિ.

કિયામતમા માંણસના હાથ પગ તેમ તેના બધા અવયવો પણ તેની કરણીઓની સાક્ષી આપશે. સૂરએ યાસીનમાં ઇરશાદ છે :—

**અલયવમ નખતિમુ અલા અફવાહિહિમ વ તુકલ્લિમુના ઐદીહિમ વ તશહદુ અરજુલુ હુમ બિમા કાનૂ યકસિબૂન.** ( પા. ૧૩ )

અર્થાત–આજના દિવસે અમે તેઓના મ્હોં પર સીલ લગાડી દઈશું અને તેઓના હાથ પગ બોલશે અને સાક્ષી આપશે તે કરણીઓની જેને તેઓ કર્યા કરતા હતા.

મતલબ કે કિયામતમાં જે કંઇ થશે કુર્આન શરીફે ઘણા ખુલાસાવાર તે બધાનું વર્ણન કર્યું છે. એટલે પ્રથમ ધરતીકંપો અને ધડાકાઓનું થવું. ફરી આખા જગતનું ફના થઈ જવું એટલા સુધી કે પર્વતોનું પણ ચુરેચુરા થઇ જવું. ફરી સૌ માણસોનું સજીવન કરવામાં આવવું, પછી હિસાબ માટે હશરના મેદાનમાં હાજર થવું અને ત્યાં દરેકની સમક્ષ તેના આમાલનામાનું આવવું. અને ઈન્સાનના અવયવોનું જ તેના વિરૂદ્ધ સાક્ષી આપવું, ફરી સવાબ કે શિક્ષા અથવા માફીનો ફેસલો થવું, અને તે પછી લોકોનું જન્નત અથવા દોઝખમાં જવું. એ બધી વસ્તુઓ કુર્આન શરીફની અમૂક સૂરતોમાં તો એવી તફસીલવાર બયાન કરવામાં આવી છે કે તેને પઢવાથી કિયામતનો સીન આંખોની સ્હામે ખેંચાઇ જાય છે જેમકે એક હદીસમાં પણ આવ્યું છે કે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :—

જે માણસ ચાહે કે કિયામતનો સીન એવી રીતે જુએ કે જાણે તે તેની આખો સમક્ષ છે તો તે કુર્આન શરીફની સૂરતો ઈઝશશમસુ કુવેરત,–ઇઝસ્સમાઉનફતરત, ઈઝસ્સમાઉનશક્કત પઢે.

હવે અમે બરઝખ અને કિયામત સંબંધી રસૂલુલ્લાહ (સલ.)ની થોડીક હદીસો પણ બયાન કરીએ છીએ. હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

તમારામાંથી કોઇ જ્યારે મરણ પામે છે તો તેને કિયામત પછી (પોતાની કરણી મુજબ) જન્નત અથવા દોઝખમાં જે જગ્યા મળવાની હોય છે, તે સવાર સાંજ તેને દેખાડવામાં આવે છે અને તેને કહેવામાં આવે છે આ તારૂં ઠેકાણું છે જ્યાં તારે પહોંચવાનું છે.

એક બીજી હદીસમાં છે :—

રસૂલુલ્લાહ (સલ.)એ એક વખત વઅઝમાં કબર (એટલે બરઝખ)ની અજમાયશ અને ત્યાંની હાલતનું વર્ણન કર્યું તો જેટલા મુસલમાનો હાજર હતા તે બધાજ બુમ પાડી ઉઠયા.

ઘણી હદીસોમાં કબરની હાલતો અને સવાલ જવાબ અને તે પછી ત્યાંના અઝાબનું વિગતવાર વર્ણન પણ આવ્યું છે. અત્રે અમે ટુંકાણના હેતુસર માત્ર આ બેજ ટુંકી હદીસો બયાન કરવા પર બસ કરીએ છીએ. હવે થોડીક બીજી હદીસો કિયામત સંબંધી સાંભળી લો.

એક હદીસમાં છે કે રસૂલુલ્લાહ (સલ.)એ કિયામતનું વર્ણન કરતાં ઈરશાદ ફરમાવ્યું :—

જ્યારે અલ્લાહના હુકમથી કિયામતનો પહેલો સૂર ફુંકવામાં આવશે તો બધા લોકો બેભાન અને બેજાન થઇને પડી જશે. પછી જ્યારે બીજી વખત સૂર ફુંકવામાં આવશે તો બધા સજીવન થઇને ઉભા થઈ જશે. ફરી હુકમ થશે, કે તમે બધા તમારા પરવરદિગારની સ્હામે હાજરી માટે ચાલો. અને પછી ફરિશ્તાઓને હુકમ થશે કે એમને થોભાવીને ઉભા રાખો, અહીં તેઓથી તેઓની ઝિંદગી સંબંધી પૂછ થશે.

એક બીજી હદીસમાં છે કે :—

એક સહાબી (રદી.)એ હુઝૂર (સલ.)થી પૂછયું, યા રસૂલલ્લાહ ! અલ્લાહ તઆલા પોતાની મખલૂકને બીજી વખત કેવી રીતે સજીવન કરશે ? અને શું આ જગતમાં એની કોઇ નિશાની અને ઉદાહરણ છે ? હઝરત (સલ.)એ ફરમાવ્યું શું કદી એવું નથી થયું કે તમે પોતાની કોમની કોઈ જમીન પર એવી સ્થિતિમાં પસાર થયા હો કે તે તદ્દન સુકી લીલા તુલથી ખાલી હોય અને પછી બીજી વખત એવી સ્થિતિમાં ત્યાંથી તમે પસાર થયા હોય કે તે લીલીછમ લહેરાતી હોય ? (સહાબી કહે છે) મેં અરજ કરી હા, એવું બન્યું છે. હઝરત (સલ.)એ ફરમાવ્યું બીજી વખત સજીવન કરવાની એજ નિશાની અને ઉદાહરણ છે. એવી જ રીતે અલ્લાહ તઆલા મુરદાઓને ફરીથી સજીવન કરી દેશે.

એક બીજી હદીસમાં છે કે :—

રસૂલુલ્લાહ (સલ.)એ કુર્આન શરીફની આ આયત પઢી **"યવમઇઝિન તુહદ્દિસુ અખબારહા"** (કિયામતના દિવસે ધરતી પોતાની બધી ખબરો બયાન કરશે) પછી હઝરત (સલ.)એ ફરમાવ્યું, તમે સમજ્યા એનો શું મતલબ છે ? સહાબીઓએ અરજ કરી અલ્લાહ અને તેના રસૂલ જ વિશેષ જાણનાર છે. તો હઝરત (સલ.)એ ફરમાવ્યું, એનો મતલબ એ છે કે કિયામતના દિવસે ધરતી અલ્લાહના દરેક બંદા અને દરેક બંદી પર તે કરણીઓની સાક્ષી આપશે જે તેઓએ ધરતી પર કરી હશે. એટલે અલ્લાહના હુકમથી ધરતી તે દિવસે બોલશે અને બતાવશે કે ફલાણા બંદાએ અથવા ફલાણી બંદીએ અમુક દિવસે મારા ઉપર આ કરણી કરી હતી.

એક બીજી હદીસમાં છે :—

હઝરત (સલ.)એ કિયામતનું વર્ણન કરતાં ફરમાવ્યું કે અલ્લાહ તઆલા કિયામતના દિવસે કહેશે આજે તું પોતેજ તારા ઉપર સાક્ષી છે અને મારા લખનારા ફરિશ્તા પણ હાજર છે. અને બસ એટલી જ સાક્ષીઓ પુરતી છે. ફરી એવું થશે કે અલ્લાહના હુકમથી બંદાના મ્હોં પર સીલ લાગી જશે, તે જીભ વડે કંઈજ બોલી શકશે નહિ. પંણ તેના બીજા અવયવો (હાથ, પગ વગેરે)ને હુકમ થશે કે તમે બોલો, પછી તે અવયવો તેની કરણીઓની બધી જ બિના કહી સંભળાવશે.

એક હદીસનો ખુલાસો આ છે કે :—

એક માણસ રસૂલુલ્લાહ (સલ.)ની સેવામાં હાજર થયો અને અરજ કરી, યા રસૂલલ્લાહ! મારી પાસે કેટલાક ગુલામો છે જેઓ કદી કદી શરારતો કરે છે, કદી મારી આગળ જૂઠું બોલે છે. કદી ખિયાનત કરે છે. અને હું તે કસૂરો પર કદી તો તેઓ પર ગુસ્સે થાઉં છું માઠું બોલી દઉં છું, અને કદી માર પણ મારૂં છું તો કિયામતમાં તેનું શું પરિણામ આવશે ? હઝરત (સલ.)એ ફરમાવ્યું. અલ્લાહ તઆલા કિયામતમાં પુરેપુરો ન્યાય કરશે. અગર તમારી શિક્ષા તેમના કસૂરો મુજબ જ અને તદ્દન વાજબી હશે તો તમને કંઇ મળશે પણ નહિ અને ન તો કંઈ આપવું પડશે. અને જો તમારી શિક્ષાઓ કસૂરોના પ્રમાણથી ઓછી હશે તો તમારો વધારાનો હક તમને આપવામાં આવશે અને જો તમારી શિક્ષા તેમની કસૂરોથી વધુ હશે તો તમારાથી તેના બદલો તમારા તે ગુલામોને અપાવવામાં આવશે. હદીસમાં છે કે આ સાંભળીને તે પૂછનાર માણસ રડવા અને કકળવા લાગ્યો અને તેણે અરજ કરી યા

રસૂલલ્લાહ ! ત્યારે તો મારા માટે એજ બહેતર છે કે હું તેઓને છુટા કરી દઉં. હું આપને સાક્ષી રાખું છું કે મેં તે બધાઓને આઝાદ કરી દીધા.

એજ હદીસમાં આ પણ છે કે :—

હુઝૂર (સલ.)એ તે માણસને કુર્આન શરીફની આ આયત પણ સંભળાવી.

**વ નદઉલ મવાઝીનલ કિસ્ત લિયવમિલ કિયામતે ફલાતુઝ લમુ નફસુન શૈઆ, વ ઈન કાન મિસ્કાલ હબ્બતિમ મિન ખરદલિન અતૈના બિહા વ કફા બિના હાસિબીન.** (પા. ૧૭, સૂ. અંબિયા)

આ આયતનો ખુલાસો આ છે કે અલ્લાહ તઆલા ફરમાવે છે :—

અમે કિયામતના દિવસે અદલનો કાંટો ઉભો કરીશું અને કોઈની સાથે ત્યાં કંઈ પણ અન્યાય નહિ થાય, અને જો કોઈની કરણી અથવા કોઇનો હક એક રાઈના દાણા બરાબર પણ હશે તો અમે તેને હાજર કરીશું, અને અમે હિસાબ લેનાર પુરતા છીએ.

અલ્લાહ તઆલા અમને તવફીક આપે કે મરણ પછીની બાબત અને કિયામત સંબંધી કુર્આન પાકે તથા રસૂલુલ્લાહ (સલ.)એ જે વાતો અમને બતાવી છે તેનાથી અમે બેદરકાર ન બનીએ.



# ઈસ્લામનો સોલમો સબક

## જન્નત અને દોઝખ

પાછલા સબકમાં બતાવવામાં આવી ગયું છે કે કિયામતનો દિવસ ફેસલાનો દિવસ હશે. ફરી જેઓ મુમિન હશે અને દુન્યામાં જેમની કરણીઓ પણ ઘણી સારી હશે અને કોઈ પ્રકારની શિક્ષા કે અઝાબને પાત્ર નહિ હોય, તેઓ તો કિયામતના દિવસે પણ અલ્લાહના અર્શની છાયા તળે અને ઘણાજ આરામથી રહેશે. તેમજ ઘણી ઉતાવળે જન્નતમાં મોકલી દેવામાં આવશે અને જે લોકો એવા હશે કે કંઈક શિક્ષા ભોગવીને માફ કરી દેવામાં આવે, તેઓ કિયામત અને હશરના દિવસની કંઈક તકલીફો વેઠીને અથવા વધુથી વધુ અમૂક મુદ્દત સુધી દોઝખમાં પોતાના ગુનાહોની શિક્ષા ભોગવીને બક્ષી દેવામાં આવશે. સારાંશ કે જે લોકોમાં જરા સરખું પણ ઈમાન હશે તેઓ છેવટે કદી ને કદી જન્નતમાં પહોંચી જ જશે અને દોઝખમાં સદા-સર્વદાને માટે માત્ર તે લોકો જ રહી જશે, જેઓ દુન્યાથી કુફ્ર અને શિર્કની હાલતમાં ગયા હશે.

મતલબ કે જન્નત, ઈમાન અને સદકર્મો તથા અલ્લાહની વફાદારીનો બદલો છે. અને દોઝખ, કુફ્ર અને શિર્ક તથા અલ્લાહથી ગદ્દારી અને તેની નાફરમાનીની શિક્ષા છે.

જન્નતની ને'મતો, રાહતોનું અને દોઝખના દુ:ખો, અઝાબોનું વર્ણન કુર્આનમાં, હદીસમાં ઘણું સવિસ્તાર

કરવામાં આવ્યું છે. થોડીક આયતો અને હદીસો અમે અત્રે પણ બયાન કરીએ છીએ.

સૂરએ આલે ઇમ્રાનમાં ઇરશાદ છે :—

**લિલ્લઝીનત્તકવ ઇન્દ રબ્બિહિમ જન્નાતુન તજરી મિન તહતિહલ અનહારૂ ખાલિદીન ફીહા વ અઝવાજુમ મુતહહરતુંવ વ રિદવાનુમ મિનલ્લાહ, વલ્લાહુ બસીરૂમ બિલઇબાદ.** ( પા. ૩ )

અર્થાત–પરહેઝગારો માટે તેમના પરવરદિગારને ત્યાં એવી જન્નતો ( બગીચાઓ ) છે જેમની નીચે નહેરો વહે છે, તેઓ તેમાંજ સદા રહેશે, અને પવિત્ર પત્નીઓ છે. વળી અલ્લાહની ખુશનુદી છે, અને અલ્લાહ પોતાના સર્વે બંદાઓને ખૂબ જોનાર છે. ( કોઇનો હાલ તેનાથી છુપો નથી )

અને સૂરએ યાસીનમાં ઇરશાદ છે :—

**ઇન્ન અસહાબલ જન્નતિલ યવ્મ ફી શુગુલિન ફાકિહૂન. હુમ વ અઝવાજુહુમ ફી ઝિલાલિન અલલ અરાઇકિ મુત્તકિઊન લહુમ ફીહા ફાકિહતુંવ વ લહુમ મા યદ્દઊન. સલામુન કવ્લમ મિર રબ્બિર રહીમ.** ( પા. ૨૩ )

અર્થાત–જન્નતવાળા તે દિવસે પોતાના કામોમાં ખુશ હશે. તેઓ તથા તેમની પત્નીઓ છાયાઓમાં તખતો પર તકીયા લગાડીને બેઠેલા હશે. તેમના માટે ત્યાં જાત જાતના મેવા હશે. વળી જે કંઇ માગશે તેમને મળશે, રહમત અને કૃપાવાળા પરવરદિગારના તરફથી તેમને સલામ કહેવામાં આવશે.

અને સૂરએ ઝુખરૂફમાં ઈરશાદ છે :—

**વ ફીહા મા તશાતહીહિલ અનફુસુ વ તલઝઝુલ અઅયુનુ વ અનતુમ ફીહા ખાલિદુન.** ( પા. ૨૫ )

અર્થાત-અને જન્નતમાં તે સૌ કાંઇ છે જેની લોકોને ઈચ્છા થાય છે અને આંખો જેનાથી મજા લે છે, અને (ઓ, મારા નેક બંદાઓ !) તમે સદા એજ જન્નતમાં રહેશો.

અને સૂરએ મુહમ્મદમાં જન્નતનો હાલ એ રીતે બયાન કરવામાં આવ્યો છે :—

**મસલુલ જન્નતિલલતી વુએદલ મુત્તકુન, ફીહા અનહારૂમ મિમ માઈન ગૈરિ આસિન, વ અનહારૂમ મિલ્લ બનિલ લમ યતગૈયર તઅમુહ, વ અનહારૂમ મિન ખમરિલ લઝઝતિલ લિશ્શારેબીન. વ અનહારૂમ મિન અસલિમ મુસફફો, વ લહુમ ફીહા મિન કુલ્લિસ્સમરાતિ વ મગફિરતુમ મિર્રબ્બિહિમ.** ( પા. ૨૬ )

અર્થાત-તે જન્નત જેનો વાયદો પરહેઝગારોથી કરવામાં આવ્યો છે, તેનો હાલ આ છે કે તેમાં ઘણી નહેરો એવા પાણીની છે જેમાં જરા પણ ફેરફાર થશે નહિ, અને ઘણી નહેરો એવાં દૂધની છે જેનો સ્વાદ જરા પણ બદલાયલો હશે નહિ, અને ઘણી નહેરો એવા હલાલ અને પવિત્ર શરાબની છે, જેમાં પીનારાઓ માટે ઘણી જ લઝઝત છે, અને ઘણી નહેરો ચોકખા મધની છે, અને તેમના માટે તે જન્નતમાં દરેક પ્રકારનાં ફળો છે તેમજ તેમના પરવરદિગારની બક્ષિશ છે.

વળી સૂરએ હિજ્રમાં જન્નતનો એક ગુણ આ બયાન કરવામાં આવ્યો છે :—

**લા યમસ્સુહુમ ફીહા નસબુન.** ( પા. ૧૪ )

અર્થાત્–જન્નતીઓને કોઈ પ્રકારની કંઇ જ તકલીફ તેમાં અડશે પણ નહિ.

મતલબ કે જન્નતમાં નર્યો આરામ જ આરામ અને માત્ર ઐશ હશે. કોઈ પ્રકારની કંઈ જ તકલીફ અને દુઃખની કોઈ વાત ત્યાં હશે જ નહિ.

આ તો જન્નત અને જન્નતીઓનો ટુંક અહવાલ થયો. હવે દોઝખ અને દોઝખીઓનો પણ થોડોક હાલ કુર્આન મજીદનીજ વાણીથી સાંભળી લો. સૂરએ મુમિનૂનમાં ઇરિશાદ છે :—

**વ મન ખફ્ફત મવાઝીનુહુ ફઉલાઇકિલ્લઝીન ખસિરૂ અનફુસહુમ ફી જહન્નમ ખાલિદુન. તલફહુ વુજુહહુમુન્નારૂ વ હુમ ફીહા કાલિહૂન.** ( પા. ૧૮ )

અર્થાત્–અને જેનું ( નેકીઓનું ) પલ્લું હલકું થશે તો આ તે લોકો હશે જેઓએ ( કુફ્ર, શિર્ક અથવા દુરાચાર આદરીને ) પોતે જ પોતાનું નુકસાન કર્યું તો તેઓ દોઝખમાં રહેશે, તેઓના ચહેરાઓને અગ્નિ બાળતી હશે અને તેઓનાં મ્હોં તેમાં બગડી ગએલાં હશે.

અને સૂરએ કહફમાં ફરમાવવામાં આવ્યું છે :—

**ઈન્ના અઅતદના લિઝ્ઝાલિમીન નારન અહાત બિહિમ સુરાદિકુહા, વ ઈયિ યસ્તગીસુ યુગાસુ બિમાઇન કલમુહલિ યશવિલ વુજુહ.** ( પા. ૧૫ )

અર્થાત્–અમે ઝાલિમો * માટે દોઝખ તૈયાર કરી છે, તેના પરદા તેઓને ઘેરી રાખશે, અને જ્યારે તેઓ તરસની

* કુર્આનની વાણીમાં સૌથી મહાન ઝુલ્મ કુફ્ર અને શિર્ક છે. તો ખરા ઝાલિમ કુફ્ર અને શિર્ક કરનારા છે.

ફરિયાદ કરશે તો તેના જવાબમાં તેઓને પાણી આપવામાં આવશે પરૂ જેવું જે એવું છછરતું હશે કે મોઢાંઓને શેકી નાખશે.

અને સૂરએ હજજમાં ઈરશાદ છે :—

**ફલ્લઝીન કફરૂ કુ-તેઅત લહુમ સિયાબુમ મિન્નાર, યુસબ્બુ મિન ફૌકિ રૂઉસિહિમુલ હમીમ યુસહરૂ બિહિ માફી બુતૂનિહિમ વલ જુલુદ. વલહુમ મકામિઉ મિન હદીદ. કુલ્લમા અરાદૂ અંય યખરૂજુ મિનહા મિન ગમ્મિન ઓઈદૂ ફીહા વ ઝુકુ અઝાબલ હરીક.** ( પા. ૧૭ )

અર્થાત–જે લોકોએ કુફ્ર કર્યું તેઓના માટે આગનાં કપડાં વેતરવામાં આવશે. અને તેઓના માથા ઉપરથી અતિશય ગરમ પાણી રેડવામાં આવશે, જેનાથી તેઓનાં ચામડાં તેમજ પેટના અંદરની વસ્તુઓ પણ બધી જ ઓગળી જશે. અને તેઓના માટે લોખંડી ગુરઝ હશે. ત્યાંની વેદના અને સખ્તીથી જ્યારે તેઓ તેમાંથી નીકળવા ચાહશે તો ફરી તેમાં જ ધકેલી દેવામાં આવશે અને ( તેઓને કહેવામાં આવશે કે ) એમાં જ બળવાનો અઝાબ ચાખતા રહો.

અને સૂરએ દુખાનમાં ઇરશાદ છે :—

**ઇન્ન શજરતઝ ઝક્કુમિ તઆમુલ અસીમ, કલમુહલિ યગલી ફિલબુતૂનિ કગલયિલ હમીમ, ખુઝુહુ ફઅતિલુહુ ઇલા સવાઈલ જહીમ, સુમ્મા સુબ્બૂ ફવક રાસિહી મિન અઝાબિલ હમીમ.**
( પા. ૨૫ )

અર્થાત્-ખરેખર ઝક્કૂમનું ઝાડ મહા પાપીઓ (કાફિરો, મુશરિકો)નો ખોરાક હશે. જે પોતાના કદરૂપી અને દુર્ગંધી હોવામાં તેલની તલછટના જેવું હશે. અને તે પેટોના અંદર એવું ખદખદશે જેવું કે છછરતું પાણી ઉકળે છે, અને ફરિશ્તાઓને હુકમ થશે કે એને પકડો પછી ઘસડીને દોઝખના વચ્ચોવચ સુધી લઈ જાઓ, ફરી તેના માથા પર અતિશય દુ:ખદાયક ખળખળતું પાણી રેડો.

અને સૂરએ ઈબ્રાહીમમાં દોઝખી માણસ માટે ફરમાવવામાં આવ્યું છે કે :—

**વ યુસકા મિમ્માઈન સદીદ, યતજર્રઉહુ વલા યકાદુ યુસીગુહુ વ યાતીહિલ મવતુ મિનકુલ્લિ મકાનિવ વમા હુવ બિમૈયિત વમિવ વરાઈહી અઝાબુન ગલીઝ, (પા. ૧૩)**

અર્થાત્-અને તેને એવું પાણી પીવા માટે આપવામાં આવશે કે જે લોહીઆળ પરૂ હશે, જેને તે ઘુંટઘુંટ કરીને પીશે અને ગળામાંથી તેને સહેલાઇથી ઉતારી શકશે નહિ અને ચારે બાજુથી જાણે તેના ઉપર મૌત આવી લાગશે પણ તે મરનાર નથી જ, અને તેને સખત અઝાબનો સામનો થશે.

અને સૂરએ નિસાઅમાં ઈરશાદ છે :—

**ઈન્નલ્લઝીન કફરૂ બિઆયાતિના સવફ નુસ્લીહિમ નારા, કુલ્લમા નદિજત જુલુદુહુમ બદ્દલનાહુમ જુલુદન ગયરહા લિયઝુકુલ અઝાબ. (પા. ૫)**

અર્થાત્-જે લોકો અમારી આયતો અને હુકમોનો નકાર કરે છે તેઓને અમે જરૂર દોઝખની આગમાં નાખીશું જ્યારે તેઓના ચામડાં બળીબળીને પાકી જશે ત્યારે અમે

તેના બદલે બીજાં ચામડાં બદલી નાખીશું કે જેથી તેઓ સંપૂર્ણ રીતે અઝાબની મઝા ચાખતા રહે.

કુર્આન મજીદની સેંકડો આયતોમાં દોઝખના દુઃખદ અઝાબની એથી પણ વધુ વિગત બયાન કરવામાં આવી છે. અત્રે અમે એજ થોડીક આયતો પર બસ કરીએ છીએ.

હવે જન્નત અને દોઝખ સંબંધી થોડીક હદીસો પણ સાંભળી લો. એક હદીસમાં છે રસૂલુલ્લાહ (સલ)એ ફરમાવ્યું, અલ્લાહુ તઆલાનો ઇરશાદ છે :—

મેં પોતાના નેક બંદાઓ માટે (જન્નતમાં) એવી એવી વસ્તુઓ તૈયાર કરી છે જેને ન તો કોઈ આંખે જોઇ છે ન તો કોઇ કાને સાંભળી છે અને ન તો કોઇ માણસના દિલમાં તેનો ખિયાલ સરખો આવ્યો છે.

બેશક જન્નતીઓને જે ઉમદા અને સ્વાદિષ્ટ ખાણાં મળશે, જે ફળો આપવામાં આવશે, એવી જ રીતે અતિશય સ્વચ્છ અને દિલપસંદ પીણાંઓ મળશે તેમજ પહેરવાના માટે જે ઉત્તમોત્તમ સુંદર પોષાક આપવામાં આવશે અને જે આલીશાન ખુબસુરત મકાનો અને અનેરા સીનના બગીચાઓ મળશે અને જન્નતની જે અતિ સુંદર રૂપાળી હુરો આપવામાં આવશે, તેમજ એ ઉપરાંત પણ જે કંઈ લઝઝત, આરામ, મોજ મજાના સાધનો આપવામાં આવશે. જેમકે આ હદીસમાં બતાવ્યું, તો ખરેખર એવું જ છે કે તે દરેકને માત્ર ખુદાપાક જ જાણે છે. અલબત્ત અમારૂં તે બધા પર ઇમાન છે.

એક હદીસમાં છે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે :—

જ્યારે જન્નતી જન્નતમાં પહોંચી જશે તો અલ્લાહના તરફથી એક પોકારનાર પોકારશે કે હવે તમે સદા તંદુરસ્ત

રહો, કોઈ રોગ તમારી પાસે જ આવશે નહિ, હવે તમે સદા સજીવન રહો, તમારા માટે હવે મૌત નથી, તમે સદા જુવાન રહો હવે તમે ઘરડા થશો નહિ, હવે તમે સદા ઐશ આરામમાં રહો કંઇ પણ દુઃખ કે ચિંતા તમારી નજીક આવનાર નથી.

સૌથી મહાન ને'મત જે જન્નતમાં પહોંચવા પછી જન્નતીઓને મળશે તે અલ્લાહુ તઆલાનો દીદાર હશે. હદીસ શરીફમાં છે રસૂલુલ્લાહુ (સલ.)એ બયાન ફરમાવ્યું કે :—

જ્યારે જન્નતીઓ જન્નતમાં પહોંચી જશે તો અલ્લાહ તઆલા તેઓથી ફરમાવશે, શું તમે ચાહો છો કે જે ને'મતો તમને આપવામાં આવે તેથી અધિક બીજી કોઈ વસ્તુ હું તમને આપું ? તેઓ અરજ કરશે, ખુદાવંદા ! આપે અમારાં મુખડાં પ્રકાશિત કર્યા, અમને દોઝખથી મુક્તિ આપી, અને જન્નત અર્પણ કરી જેમાં સર્વે કાંઈ છે, હવે અમે વધુ શું માગીએ ? હુઝૂર (સલ.) ફરમાવે છે કે તે પછી પરદો ઉઠાવી દેવામાં આવશે, ત્યારે તેઓ અલ્લાહુ તઆલાને પ્રત્યક્ષ જોઇ લેશે અને પછી જન્નત તથા તેમાંની સઘળી ને'મતો જે અત્યાર સુધી તેમને મળી ચુકી હતી તે સૌથી અતિ વહાલી ને'મત તેમના માટે આ અલ્લાહના દીદારની ને'મત હશે.

અલ્લાહ તઆલા અમને પણ આ બધી ને'મતો પોતાનાં ફઝલો કરમથી અર્પણ કરે.

એક હદીસમાં છે કે રસૂલુલ્લાહ (સલ.)એ જન્નતના ઐશ આરામ અને દોઝખના દુઃખ અને અઝાબનું વર્ણન કરતાં ફરમાવ્યું :—

કિયામતના દિવસે એક એવા માણસને લાવવામાં આવશે જે દુન્યામાં સૌથી વધારે ઐશ આરામ અને ઠાઠમાઠથી રહ્યો

હશે, પરંતુ તે પોતાના દુર્ભાગ્યના કારણે દોઝખને પાત્ર હશે તો તેને દોઝખની આગમાં એક ડુબકી મરાવીને તરત જ કાઢી લેવામાં આવશે પછી તેને પૂછવામાં આવશે કદી પણ ઐશ આરામમાં તું રહ્યો હતો ? તે કહેશે, ઓ પરવરદિગાર ! તારા સોગંદ ! મેં કદી પણ કોઇ સુખ ભોગવ્યું જ નથી. અને એક બીજા માણસને લાવવામાં આવશે જે દુન્યામાં સૌથી વધુ દુઃખ અને મુસીબતોમાં રહ્યો હશે પણ જન્નતનો હકદાર હશે. પછી એવી જ રીતે તેને પણ જન્નતમાં ઝબકોળીને કાઢી લેવામાં આવશે અને પૂછવામાં આવશે કે તું કદી પણ દુઃખ અને તકલીફની હાલતમાં રહ્યો હતો ? તે અરજ કરશે નહિ, મારા પરવરદિગાર ! તારા સોગંદ ! મને કદી કોઇ તકલીફ થઈ નથી અને મેં કદી કોઈ દુઃખ જોયું નથી.

ખરેખર ખુદાપાકે જન્નતમાં એવા જ ઐશ આરામનો બંદોબસ્ત કર્યો છે કે દુન્યામાં આખી જીંદગી સખત દુઃખો અને કષ્ટોમાં રહેનાર માણસ પણ એક મીનિટના માટે જન્નતમાં પહોંચવાના પછી પોતાની જીંદગીભરની તકલીફોને તદ્દન ભૂલી જશે. તેમજ દોઝખ પણ એવું જ અઝાબનું ઘર છે કે દુન્યામાં આખી જીંદગી ઐશ આરામમાં ગાળનાર માણસ પણ એક મીનિટ દોઝખમાં રહીને બલ્કે માત્ર તેની ગરમ અને દુર્ગંધવાળી લપટ જોઇને જ જાણી લેશે કે એણે કદી પણ ઐશ આરામ જોયો જ નથી.

દોઝખના અઝાબની સખતીનો અંદાઝો માત્ર આ એક હદીસથી જ કરી શકાય છે. હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કેઃ—

દોઝખમાં સૌથી ઓછો અઝાબ જે માણસને થશે તે એવો હશે કે તેના પગના જોડા આગના હશે, તેની અસરથી

તેનું ભેજું એવું ખદખદશે જેવી રીતે ચુલા પર મુકેલી હાંડલી ખદખદે છે.

દોઝખીઓને ખાવા પીવા માટે જે કંઈ આપવામાં આવશે તેનું કંઈક વર્ણન હમણાં જ કુર્આન શરીફની આયતોમાં આવી ગયું છે. એ બારામાં બે હદીસો પણ સાંભળી લો.

હુઝૂર (સલ.)એ ફરમાવ્યું :—

દોઝખીઓને જે અતિશય ગંધ મારતું પરૂ (ગસ્સાક઼) પીવું પડશે, અગર તેની એક ડોલ ભરીને દુન્યામાં રેડી દેવામાં આવે તો આખું જગત તેની દુર્ગંધથી ભરાઇ જાય.

એક બીજી હદીસમાં છે કે હુઝૂર (સલ.)એ તે ઝક્કૂમ જે દોઝખીઓનો ખોરાક હશે તેનું વર્ણન કરતાં ફરમાવ્યું:—

અગર ઝક્કૂમનું એક ટીપું આ દુન્યામાં ટપકી પડે તો આખા જગતમાં ખાવાપીવાની જેટલી વસ્તુઓ છે તે બધીજ ખરાબ થઇ જાય. ત્યારે વિચાર કરો કે તેના ઉપર કેવું વીતશે જેને એજ ઝક્કૂમ ખાવું પડશે?

એ અલ્લાહ! તું અમને તેમજ સર્વે ઇમાનવાળાઓને દોઝખના દરેક સાધારણ કે મહાન અઝાબથી પોતાની પનાહમાં રાખ.

ભાઇઓ! બરઝખ અને કિયામત તથા દોઝખ અને જન્નત સંબંધી અલ્લાહની કિતાબ કુર્આન પાકે તેમજ અલ્લાહના રસૂલ હઝરત મુહમ્મદ (સલ.)એ જે કંઈ અમને બતાવ્યું છે (જેમાંથી થોડુંક અમે અત્રે આ બે સબકોમાં વર્ણન કર્યું છે) તેમાં સહેજ પણ શંકા નથી. અલ્લાહ પાકના સોગંદ! આ બધી વાતો તદ્દન એવીજ રીતે છે અને મરણ પછી અમે એ બધી વસ્તુઓને પોતાની આંખોએ જોઈ લઈશું.

કુરઆન અને હદીસમાં કિયામત, જન્નત અને દોઝખનું વર્ણન એટલું બધું સવિસ્તર અને સેંકડો વખત એટલા જ માટે કરવામાં આવ્યું છે કે અમે દોઝખના અઝાબથી બચવાની અને જન્નત મેળવવાની કોશિશથી ગફલતમાં ન રહીએ.

ભાઇઓ ! આ દુન્યા થોડાજ દિવસની છે. કોઇને કોઈ દિવસે અમારે સૌને ચોક્કસ મરવું જ છે અને કિયામત ખાત્રીપૂર્વક આવનારજ છે. અને અમને સૌને પોતાની કરણીઓનો હિસાબ આપવા માટે અલ્લાહની સમક્ષ ચોક્કસ ઉભા થવાનું જ છે અને ફેરી તે પછી અમારૂં ભવિષ્ય અને સદાનું ઠેકાણું કાં તો જન્નતમાં હશે અથવા દોઝખમાં હશે.

અત્યારે વખત છે કે પાછલા ગુનાહોથી તૌબહ કરીને તેમજ ભવિષ્યના માટે પોતાના જીવનની સુધારણા કરીને દોઝખથી બચવાની અને જન્નત મેળવવાની ફિકર અને કોશિશ કરી લઇએ.

અગર ખુદા ન કરે ઝિંદગી એમજ ગફલતમાં વીતી ગઇ તો મરણ પછી પસ્તાવા અને દોઝખના અઝાબ સિવાય કંઇજ મળી શકશે નહિ.

**અલ્લાહુમ્મા ઈન્ના નસઅલુકલ જન્નત વમા કર્રબ ઈલૈહા મિન કવલિંવ વ અમલિંવ વ નઊઝુ બિક મિનન્નારિ વમા કર્રબ ઇલૈહા મિન કવલિંવ વ અમલિન.**

અર્થાત–હે અલ્લાહ ! અમે જન્નતની તથા જે વાત અને કરણી જન્નત તરફ નજીક કરી આપે તેની તારી પાસે માગણી કરીએ છીએ. તેમજ દોઝખથી તથા જે વાત અને કરણી તે દોઝખના નજીક કરી આપે તેથી તારી પાસે પનાહ માગીએ છીએ.

★

# ઇસ્લામનો સત્તરમો સબક

## અલ્લાહનો ઝિક્ર

ઈસ્લામનું શિક્ષણ અને તેની માગણી એ છે (બલ્કે એમ કહેવું જોઇએ કે ઈસ્લામ હકીકતમાં નામજ એનું છે) કે અલ્લાહના બંદા પોતાની આખી ઝિંદગી ખુદાઈ હુકમોના તાબે ગુઝારે અને પ્રત્યેક સ્થિતિ તથા દરેક મામલામાં તે અલ્લાહ તઆલાની ફરમાંબરદારી કરે. અને આ વાત સંપૂર્ણ રીતે ત્યારે જ પ્રાપ્ત થઈ શકે છે કે બંદાને દરેક વખત અલ્લાહનો ખિયાલ રહે અને તેના દિલમાં અલ્લાહની મોટાઈ અને મુહબ્બત પૂરી રીતે સમાઈ જાય. એટલા માટે ઈસ્લામની એક ખાસ તઅલીમ આ છે કે બંદા વિશેષ પ્રમાણમાં અલ્લાહની યાદ કર્યા કરે. અને તેની તસબીહ, તકદીસ તથા હમ્દ અને સના (ગુણગાન)થી પોતાની જીભોને ભીની રાખે. દિલમાં અલ્લાહનો પ્રેમ અને મહત્તા પેદા કરવાનું આ એક ખાસ સાધન અને અજમાવેલો ઇલાજ છે. આ એક સ્વભાવિક વાત છે કે માણસ જે કોઇની મોટાઇ અને કમાલની ધુનમાં દરેક વખત ડુબેલો રહે અને જેની ખૂબીઓ અને ખુબસુરતીના ગીત રાતદિવસ ગાયા કરશે તેના દિલમાં તેની મુહબ્બત અને અઝમત જરૂર પેદા થઇ જશે અને બરાબર વધતી જ રહેશે.

સારાંશ કે આ એક હકીકત છે કે ઝિક્રની વિશેષતા ઇશ્ક અને મુહબ્બતની જ્યોતને સળગાવે પણ છે અને પ્રગટાવે પણ છે. અને આ પણ હકીકત છે કે સંપૂર્ણ તાબેદારી અને

બંદગીની ઝિંદગી જેનું નામ ઇસ્લામ છે માત્ર મુહબ્બતથી જ પેદા થઇ શકે છે. માત્ર મુહબ્બત જ તે વસ્તુ છે જે સાચા પ્રેમીને મહબૂબનો સંપૂર્ણ તાબેદાર અને ફરમાંબરદાર બનાવી આપે છે.

આશિકી ચીસ્ત બગોઈન્દએ જાનાં બૂદન—આશિકી શું છે ? મહબૂબના કહ્યાસર રહેવું.

એટલા જ માટે કુર્આન પાકમાં અલ્લાહના ઝિક્રને વિશેષ પ્રમાણમાં કરવાની ઘણી સખત તાકીદ કરવામાં આવી છે. અને રસૂલુલ્લાહ (સલ.)એ પણ એની મહાન ફઝીલતો બયાન કરી છે. જેમકે સૂરએ અહઝાબમાં ઈરશાદ છે :—

**યા ઐયુહલ્લઝીન આમનુઝ કુરૂલ્લાહ ઝિક્રન કસીરંવ વ સબ્બેહૂહુ બુકરતંવ વ અસીલા.** (પા. ૨૨)

અર્થાત—ઓ ઈમાનવાળાઓ ! અલ્લાહનો ઝિક્ર વિશેષ પ્રમાણમાં કરો અને સવાર સાંજ તેની પાકી બયાન કરો.

સૂરએ જુમ્અહમાં ઇરશાદ થયો છે :—

**વઝકુરૂલ્લાહ કસીરલ લઅલ્લકુમ તુફ્લિહૂન.** (પા. ૨૮)

અર્થાત—અને અલ્લાહનો ઝિક્ર વધુ પ્રમાણમાં કરો કે જેથી તમે સફળતા મેળવો.

સામાન્ય રીતે બે વસ્તુઓ એવી છે જેમાં પરોવાઈ અને લુબ્ધ થઇને અથવા તેના મદમાં મસ્ત બનીને માણસ અલ્લાહને ભૂલી જાય છે.

એક ધન દોલત.

અને બીજા પુત્રપરિવાર.

એટલા જ માટે આ બન્ને વસ્તુઓનું નામ લઇને સ્પષ્ટ રીતે મુસલમાનોને ચેતવણી આપવામાં આવી છે. સૂરએ મુનાફિકૂનમાં ઇરશાદ છે :—

**યા ઐયુહલ્લઝીન આમનૂ લા તુલ્હિકુમ અમવાલુકુમ વલા અવલાદુકુમ અન ઝિકરિલ્લાહ, વ મંય યફ્અલ ઝાલિક ફઉલાઈક હુમુલ-ખાસિરૂન.** ( પા. ૨૮ )

અર્થાત-એ ઇમાનવાળાઓ ! તમને તમારી ધન દોલત અને તમારી અવલાદ અલ્લાહની યાદથી ગફલતમાં નાખી દે નહિ, અને જે કોઇ એવું કરશે તેઓ જ તોટા અને નુકસાનમાં રહેનારા થશે.

ઇસ્લામમાં પાંચ વખત નમાઝ ફર્ઝ છે અને તે બેશક અલ્લાહનો ઝિક્ર છે. બલ્કે સર્વોત્તમ ઝિક્ર છે. પરંતુ કોઇ ઈમાનવાળાના માટે દુરૂસ્ત નથી કે તે માત્ર નમાઝના ઝિક્રને જ પુરતો સમજી લે. અને નમાઝથી બહાર અલ્લાહના ઝિક્ર અને તેની યાદથી બેફિકર અને ગાફિલ રહે. બલ્કે ઇસ્લામનો સ્પષ્ટ હુકમ આ છે કે નમાઝ વતરોક પણ તમે દરેક હાલતમાં અલ્લાહથી ગાફિલ ન રહો. દરેક સ્થિતિમાં તેની યાદ રાખો અને તેનો ઝિક્ર કરતા રહો.

સૂરએ નિસાઅમાં ઇરશાદ છે :—

**ફઇઝા કદૈતુમુસ્સલાત ફઝકુરૂલ્લાહ કિયામંવ વ કુઉદંવ વ અલા જુનુબિકુમ.** ( પા. ૫ )

અર્થાત-જ્યારે તમે નમાઝ પઢી ચુકો તો ઉભા ઉભા, બેઠા બેઠા, સુતા સુતા અલ્લાહને યાદ કરો.

એટલા સુધી કે જે લોકો અલ્લાહના માર્ગમાં જિહાદ માટે નીકળેલા હોય તેમને પણ તાકીદપૂર્વક હુકમ છે કે તેઓ અલ્લાહની યાદથી ગાફિલ ન થાય બલ્કે વધુથી વધુ તેનો ઝિક્ર કરે. સૂરએ અનફાલમાં ઇરશાદ છે :—

**યા ઐયુહલ્લઝીન આમનૂ ઇઝા લકીતુમ ફિઅતન ફસબુતૂ વઝકુરૂલ્લાહ કસીરલ લઅલ્લકુમ તુફ્લિહુન.**
( પા. ૧૦ )

અર્થાત–એ ઇમાનવાળાઓ ! જ્યારે તમારો મુકાબલો કોઇ ફોજથી થાય તો અડગ થઇ જાઓ અને અલ્લાહને વધુથી વધુ યાદ કરો કે જેથી તમે સફળ થઈ જાઓ.

આ આયતથી પણ જણાયું તેમજ ઉપર સૂરએ જુમ્અહની જે આયત ( વઝકુરૂલ્લાહ કસીરલ લઅલ્લકુમ તુફ્લિહૂન ) નકલ કરવામાં આવી છે તેથી પણ જણાયું હતું કે ઈમાનવાળાઓની કામયાબી અને સફળતામાં અલ્લાહના ઝિક્રની વિશેષતાને ખાસ દખલ છે અને ઉપર વર્ણન કરેલી સૂરએ મુનાફિકૂનની આયતથી પણ જણાઇ ચુકયું છે કે અલ્લાહના ઝિક્રથી ગાફિલ રહેનારા નિષ્ફળ અને નુકસાન ખમનારા છે. અને સૂરએ રઅદની એક આયતમાં અલ્લાહના ઝિક્રનો એક ખાસ ગુણ આ બતાવવામાં આવ્યો છે કે તેના પ્રતાપે ચેન અને શાંતી પ્રાપ્ત થાય છે. ઈરશાદ છે :—

**અલા બિઝિકરિલ્લાહિ તતમઈન્નુલ કુલૂબ.** (પા. ૧૩)

અર્થાત–યાદ રાખો, અલ્લાહના ઝિક્ર વડે જ દિલો (એટલે ઇમાનવાળી રૂહો) શાંતી મેળવે છે.

કુર્આન મજીદની આ આયતોના પછી રસૂલુલ્લાહ (સલ)ની થોડીક હદીસો પણ સાંભળી લો. એક હદીસમાં છે :—

રસૂલુલ્લાહ (સલ.)થી પૂછવામાં આવ્યું કે કિયામતના દિવસે અલ્લાહના બંદાઓ પૈકી કયા લોકો વધારે ઉંચા દરજાઓ પર હશે ? હઝરત (સલ.)એ ફરમાવ્યું, અલ્લાહનો ઝિક્ર કરનારા, પછી તે પુરૂષો હોય કે સ્ત્રીઓ. ( મિશ્કાત )

સહીહ બુખારી અને સહીહ મુસ્લિમમાં હઝરત અબૂ મૂસા (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

અલ્લાહને યાદ કરનાર અને યાદ નહિ કરનારનું ઉદાહરણ જીવતા અને મુરદા સમાન છે. ( એટલે યાદ કરનાર જીવતા અને યાદ નહિ કરનાર મુરદા બલ્કે મુરદાર છે.) (મિશ્કાત)

અને હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.) ફરમાવ્યા કરતા હતા :—

દરેક વસ્તુ માટે કોઇ સરાણ હોય છે અને દિલોની સરાણ અલ્લાહની યાદ છે. અને અલ્લાહના અઝાબથી મુકિત અપાવવામાં કોઇ પણ વસ્તુ અલ્લાહની યાદથી અધિક અસરકારક નથી. (મિશ્કાત)

## ઝિક્રની હકીકત

અત્રે આ વાત સારી રીતે સમજી લેવી જોઇએ કે ઝિક્રની મૂળ હકીકત આ છે કે માણસ અલ્લાહથી ગાફિલ ન થાય. તે જે હાલતમાં પણ અને જે ધંધામાં પણ હોય તેને અલ્લાહનું અને તેના હુકમોનું ધ્યાન હોય. એના માટે જો કે આ જરૂરી નથી કે દરેક વખત અને દરેક હાલતમાં તે જીભ વડે પણ ઝિક્ર કરે. પરંતુ આ સત્ય ઘટના છે કે અલ્લાહના જે બંદાઓનો આ હાલ હોય છે તેઓની જીભો પણ અલ્લાહના ઝિક્રથી ભીનીજ રહે છે. અને આ હાલ ( કે દરેક વખતે અલ્લાહ પ્રત્યે તેમ તેના હુકમો પ્રત્યે લક્ષ ચેંટેલું રહે અને ગફલત થવા ન પામે ) સામાન્ય રીતે અલ્લાહના તેજ બંદાઓનો થઇ જાય છે કે જેઓ જીભ વડે અલ્લાહની યાદ વધારીને પોતાના દિલ અને દિમાગમાં તેની યાદ અને ધુનની ખાસ હાલત પેદા કરી લે છે અને અલ્લાહની સાથે પોતાના દિલી સંબંધને વધારી લે છે. એટલા જ માટે

જીભથી ઝિક્ર કરવાની વિશેષતા દરેક હાલતમાં જરૂરી છે. આધુનિક સમયના કેટલાક ભણ્યા ગણ્યા લોકો આ એક ઘણી જ ભૂલભરેલી વાત સમજી બેઠા છે કે તેઓ જીભ વડે અલ્લાહના ઝિક્રની વિશેષતાને એક ફાયદા વિનાનું કામ સમજે છે. પણ રસૂલુલ્લાહ (સલ.)ની હદીસોમાં સ્પષ્ટ રીતે એનો હુકમ છે અને હઝરત (સલ.)એ એની મહાન ફઝીલતો બયાન ફરમાવી છે. હઝરત અબ્દુલ્લાહ બિન બુસ્ર (રદી.)થી રિવાયત છે કે :—

એક માણુસ હુઝૂર (સલ.)ની સેવામાં હાજર થયો અને અરજ કરી, યા રસૂલલ્લાહ! ઈસ્લામના હુકમો તો અનેક છે. આપ મને કોઈ એવી વસ્તુ બતાવો કે જેને હું મજબૂતીથી પકડી લઉં. હઝરત (સલ.)એ ફરમાવ્યું, "લા યઝાલુ લિસાનુક રતબમ મિન ઝિક્રિલ્લાહ" (મિશ્કાત) એટલે તમારી જીભ સદા અલ્લાહના ઝિક્રથી ભીની રહ્યા કરે.

એક હદીસે કુદસીમાં છે જે હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત કરવામાં આવી છે કે :—

અલ્લાહ તઆલાનું ફરમાન છે, બંદો જ્યારે મને યાદ કરે છે અને મારા ઝિક્રથી તેના હોઠ હાલે છે ત્યારે હું તેની સાથે હોઉં છું. (મિશ્કાત)

## રસૂલુલ્લાહ (સલ.)ના શીખવેલા ખાસ ખાસ ઝિક્રો

જે આયતો અને હદીસો અત્યાર લગી વર્ણન થઈ તેનાથી અલ્લાહના ઝિક્રની મહત્તા અને ફઝીલત જણાઈ ચુકી અને ઉપર એ પણ બતાવવામાં આવી ગયું કે અલ્લાહના ઝિક્રની વિશેષતાથી અલ્લાહની મુહબ્બત પેદા થાય છે અને વધે છે. હવે અમારે અને તમારે રસૂલુલ્લાહ (સલ.)ના શીખવેલા

અને પસંદ ફરમાવેલા ઝિક્રોના ખાસ ખાસ શબ્દો જાણી લેવા જોઇએ.

## સર્વશ્રેષ્ઠ ઝિક્ર

હઝરત જાબિર (રદી.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

સૌ ઝિક્રોમાં અફઝલ લા ઈલાહ ઈલ્લલ્લાહનો ઝિક્ર છે.
( મિશ્કાત )

એક બીજી હદીસમાં છે જે હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત કરવામાં આવી છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

જ્યારે કોઈ બંદો દિલના સંપૂર્ણ ઈખલાસથી લા ઈલાહા ઈલ્લલ્લાહ કહે છે તો આ કલેમહ માટે આકાશોના દરવાજા ખુલી જાય છે એટલા સુધી કે તે સીધો અર્શ સુધી પહોંચી જાય છે. પણ શરત આ છે કે તે બંદો કબીરહ ગુનાહોથી બચતો હોય. ( મિશ્કાત )

અને બીજી હદીસમાં છે કે રસૂલુલ્લાહ (સલ.)એ બયાન ફરમાવ્યું કે :—

એક વખત હઝરત મૂસા (અલૈ)એ અલ્લાહ તઆલાથી અરજ કરી, મને કોઇ વસ્તુ બતાવવામાં આવે જેના વડે હું આપનો ઝિક્ર કર્યા કરૂં. અલ્લાહ તઆલાના તરફથી જવાબ મળ્યો કે લા ઈલાહ ઈલ્લલ્લાહ વડે મારો ઝિક્ર કર્યા કરો. હઝરત મૂસાએ અરજ કરી એ ઝિક્ર તો બધા જ કરે છે, હું કોઇ ખાસ કલેમો જાણવા ચાહું છું. ઈરશાદ થયો કે હે મૂસા! અગર સાતેઉ આકાશો અને બધા જ આકાશોમાંની મખલૂક તથા સાતેઉ જમીનો કાંટાના એક પલ્લામાં મૂકવામાં

આવે અને લા ઈલાહા ઇલ્લલ્લાહુ બીજા પલ્લામાં, તો લા ઈલાહ ઇલ્લલ્લાહવાળું જ પલ્લું નમી જશે. (મિશ્કાત)

હકીકતમાં લા ઇલાહા ઇલ્લલ્લાહની શાન એવી જ છે પરંતુ લોકો એને માત્ર એક સાધારણ શબ્દ સમજે છે. આ સેવકે અલ્લાહના એક મુખલિસ અને સાચા બંદાથી સાંભળ્યું. એક ખાસ હાલતમાં આ સેવકને જ ઉદ્દેશીને ફરમાવ્યું કે :—

અગર કોઈ માણસ જેના કબજામાં દુન્યાના ખઝાના હોય મને એમ કહે કે તમે આ બધા ખઝાના લઇ લો અને તમારૂં એક વખત લા ઈલાહા ઈલ્લલ્લાહ કહેલું તેના બદલામાં મને આપી દો તો અલહમ્દુ લિલ્લાહ ! આ ફકીર તેના ઉપર રાજી થશે નહિ.

કોઇ અજાણ્યો કદાચ એને વધારો પડતો દાવો સમજે પરંતુ સાચી વાત આ છે કે લા ઈલાહા ઇલ્લલ્લાહની અલ્લાહના નજીક જે મોટાઈ અને કદર કીમત છે, અગર અલ્લાહ તઆલા પોતાના કોઈ બંદાને તેનું સાચું યકીન અર્પણ કરે તો તેનો હાલ એજ થશે કે તે આખી દુન્યાના ખઝાનાઓના બદલામાં એક વખતનું લા ઇલાહ ઈલ્લલ્લાહ આપવા રાજી થશે નહિ.

<u>કલેમએ તમજીદ અથવા ત્રીજો કલેમો,</u>

હઝરત સમોરહ બિન જુનદુબ (રદી.)થી રિવાયત છે, રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

સૌ વાતોમાં અફઝલ વાત અને સઘળા કલેમાઓમાં શ્રેષ્ઠ શબ્દો આ ચાર છે. સુબ્હાનલ્લાહ, વલહમ્દુ લિલ્લાહ, વલા ઇલાહ ઇલ્લલ્લાહ, વલ્લાહુ અકબર. (મિશ્કાત)

અને હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયતમાં છે. રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે :—

આ કલેમો સુબ્હાનલ્લાહ, વલહમ્દુ લિલ્લાહ, વલા ઇલાહ ઇલ્લલ્લાહ, વલ્લાહુ અકબર. મને આ આખા જગતથી વધારે વહાલો છે જેના ઉપર સૂર્ય ઉગે છે. (મિશ્કાત)

ખરેખર ! આ કલેમો ઘણો જ સંપૂર્ણતા ધરાવતો કલેમો છે. અને અલ્લાહ તઆલાના વખાણ અને ગુણગાનની બધી જ બાબતો એમાં આવી જાય છે. થોડીક હદીસોમાં અલ્લાહુ અકબરના પછી **લા હવલ વલા કૂવત ઇલ્લા બિલ્લાહ,** પણ આવ્યું છે. અમારા એક મખદૂમ બુઝુર્ગ આ કલેમાની ટુંકી શરહ આ પ્રમાણે ફરમાવતા હતા.

**સુબ્હાનલ્લાહ,** પવિત્ર છે અલ્લાહ દરેક એબ અને દરેક ખામીથી અને તે બધી જ વસ્તુઓથી જે તેની શાનને ઘટતી નથી. **અલહમ્દુ લિલ્લાહ,** સઘળી ખબીઓ અને કમાલના સર્વે સદગુણો તેમાંજ હોવાથી સર્વે પ્રકારનાં સઘળાં વખાણ તેનાજ માટે છે (અલહમ્દુ લિલ્લાહ) અને જ્યારે તેની આ શાન છે કે દરેક અયોગ્ય બાબતથી તે પાક છે અને બધી જ ખૂબીઓ અને કમાલો તેમાં મૌજૂદ છે, તો પછી તેજ અમારો મઅબૂદ અને મતલૂબ છે. **લા ઈલાહ ઈલ્લલ્લાહ,** અમે તેના અને માત્ર તેનાજ તુચ્છ અને નાચીઝ બંદા છીએ અને તે ઘણોજ મોટો છે. **અલ્લાહુ અકબર,** અમે કોઈ રીતે તેની બંદગીનો હક અદા કરી શકતા નથી. અને તેના સર્વોપરી દરબાર સુધી અમે પહોંચી શકતા નથી. સિવાય કે તેજ અમારી મદદ કરે. **લા હવલ વલા કૂવત ઇલ્લા બિલ્લાહ.**

## તસબીહાતે ફાતિમહ (રદી.)

મશહૂર હદીસ છે કે :—

હઝરત ફાતિમહ (રદી.) પોતાના ઘરનું બધું જ કામકાજ પોતે કરતાં હતાં એટલા સુધી કે પાણી પણ પોતે જ ભરી લાવતાં હતાં અને પોતે જ ઘંટી દળતાં હતાં. એક વખત તેમણે હઝરત (સલ.)થી માગણી કરી કે એ કામો માટે તેમને કોઇ ગુલામ આપવામાં આવે. તો હઝરત (સલ.)એ ફરમાવ્યું, હું તમને ગુલામથી સારી વસ્તુ બતાવું છું અને તે આ છે કે તમે દરેક નમાઝ પછી અને ઉંઘતી વખતે ૩૩ વખત સુબ્હાનલ્લાહ, ૩૩ વખત અલહમ્દુ લિલ્લાહ, અને ૩૪ વખત અલ્લાહુ અકબર પઢયા કરો. આ તમારા માટે ગુલામથી અનેકગણું બેહતર છે. ( મિશ્કાત )

એક બીજી હદીસમાં આ શબ્દોની ફઝીલત અને ખાસ અસર એ બયાન કરવામાં આવી છે કે :—

જે માણસ દરેક નમાઝના પછી ૩૩ વખત સુબ્હાનલ્લાહ, ૩૩ વખત અલહમ્દુ લિલ્લાહ, ૩૩ વખત અલ્લાહુ અકબર પઢયા કરે અને છેવટમાં એક વખત આ કલેમો પઢી લે (લા ઇલાહ ઇલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ લહુલ મુલ્કુ વલહુલ હમ્દુ વહુવ અલા કુલ્લિ શયઇન કદીર) તો તેની બધી જ ખતાઓ માફ થઈ જશે. ભલેને સમૂદ્રના ફીણના બરાબર કેમ ન હોય. ( મિશ્કાત )

## સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

જે માણસ સવાર સાંજ સો સો વખત સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી પઢી લે તો કિયામતમાં કોઇ માણસ તેનાથી વધુ સવાબનું સાધન લઇને આવશે નહિ, તે માણસના સિવાય કે જેણે એજ અમલ કર્યો હોય અથવા એથી પણ વધારે કર્યું હોય. ( મિશ્કાત )

અને હઝરત અબૂ હુરૈરહ (રદી.)ની જ બીજી એક રિવાયતમાં છે રસૂલુલ્લાહ (સલ)એ ફરમાવ્યું :—

બે શબ્દો જીભ પર ઘણા હલકા છે, અમલની તરાજુમાં અતિ ભારે અને અલ્લાહને ઘણા જ વહાલા છે. (૧) સુબ્હાનલ્લાહિ વ બિહમ્દીહી (૨) સુબ્હાનલ્લાહિલ અઝીમ. ( મિશ્કાત )

જો કે હુઝૂર (સલ.)થી અલ્લાહના ઝિક્રના બીજા પણ ઘણા શબ્દો રિવાયત બયાન કરવામાં આવ્યા છે પરંતુ જે થોડાક શબ્દો અમે ઉપર નકલ કર્યા છે તેને જ અથવા તેમાંથી અમૂકને અલ્લાહનો કોઈ બંદો પોતાનો વઝીફો બનાવી લે તો પણ બસ છે.

ઝિક્રના બારામાં એક બીજી વાત પણ ખાસ રીતે લક્ષ આપવા લાયક છે. અને તે આ છે કે જ્યાં સુધી આખેરતના સવાબનો સંબંધ છે, તેના માટે કોઈ ખાસ કાયદો અને નિયમ નથી. અલ્લાહના જે બંદાઓ ઝિક્રનો જે શબ્દ પણ ઇખલાસપૂર્વક અને સવાબના ઇરાદાથી ગમે તે વખતે અને જેટલા પ્રમાણમાં પઢશે ઇનશા અલ્લાહ તે તેના પુરા બદલા

અને સવાબનો હક્કદાર થશે પરંતુ મશાઇખો (પીરો) દિલમાં કોઇ ખાસ હાલત પેદા કરવા માટે જેમકે અલ્લાહની મુહબ્બત વધારવા માટે અથવા દિલમાં હુઝૂરી અને જાગૃતિની હાલત પેદા કરવા માટે અથવા કોઈ ખાસ રૂહાની અને દિલની બીમારીના ઈલાજ માટે ખાસ ખાસ રીતોથી જે ઝિક્ર બતાવે છે તેમાં તેમની બતાવેલી સંખ્યા અને રીતની પાબંદી કરવી જરૂરી છે. કારણ કે જે હેતુથી તે ઝિક્ર કરવામાં આવે છે તે હેતુ તેજ રીતથી પ્રાપ્ત થાય છે. તેનો એક સ્પષ્ટ દાખલો આ છે કે અગર કોઈ માણસ માત્ર સવાબ મેળવવા ખાતર અલહમ્દુ શરીફ અથવા કુર્આન શરીફની બીજી કોઈ સૂરતની તિલાવત કરે તો તેમાં કંઈજ વાંધો નથી કે એક વખત સવારે પઢી લે, એક વખત બપોરે, એક વખત ઝોહર વખતે અને એક વખત સાંજે પઢી લે. તેવી જ રીતે બે ચાર વખત રાત્રે. પરંતુ જો તે આ સૂરતને મોઢે યાદ કરવા ચાહે છે તો તેને લાગલગાટ, થોભ્યા વિના એકજ બેઠકમાં પચાસ, સો વખત પઢવું જ પડશે. એ સિવાય તે મોઢે યાદ કરી શકશે નહિ. બસ એજ તફાવત તે સામાન્ય ઝિક્રોમાં છે જે માત્ર સવાબ માટે કરવામાં આવે છે અને તે ખાસ ઝિક્રમાં જેને મશાઇખો (પીરો અને મુરશિદો) સુલુકવાળાઓ (મુરીદો)ને માટે ઇલાજ અને યુક્તિ તરીકે યોજે છે.

ઘણા લોકોને ઝિક્રના આ પ્રકારોના તફાવતની માહિતી નહિ હોવાના કારણે ઈલ્મી અને ફિકહી ગુંચવણો પેદા થાય

છે તેથી આ ટુંકી વાત અત્રે બયાન કરી આપવામાં આવી.

## કુર્આન પાકની તિલાવત *

* આજકાલના કેટલાક નવી રોશનીનું શિક્ષણ પામેલા સાહેબોનો ખિયાલ છે અને તેઓ એનો ખૂબજ પ્રચાર કરે છે કે અર્થ, મતલબ સમજ્યા વિના કુર્આન શરીફની તિલાવત તદ્દન નકામી છે. તો તે બાપડા કદાચ એમ સમજે છે કે જેવી રીતે કાનૂન અથવા અખલાકની બીજી કિતાબો હોય છે તેવાજ પ્રકારની એક કિતાબ કુર્આન મજીદ પણ છે અને જેવી રીતે કાયદાની કે અખલાકની કોઇ પણ કિતાબને સમજ્યા વિના પઢવું (વાંચવું) તદ્દન નકામું અને વ્યર્થ કામ છે, તેવી જ રીતે જે લોકો કુર્આનના અર્થ સમજતા નથી તેઓનું તિલાવત કરવું પણ એક નકામું કામ છે. પણ ખરૂં જોતાં બીજી કિતાબોથી ઉલટી અલ્લાહની આ પવિત્ર કિતાબની ખાસ બાબત આ છે કે એ અલ્લાહની કિતાબ છે. તેથી અદબ અને માનપૂર્વક માત્ર એની તિલાવત પણ અલ્લાહના સાથે પ્રેમ અને બંદગીના સંબંધને જાહેર કરનારૂં એક કામ છે, તેથી જ એ પણ એક નોખી ઈબાદત છે. અગર કુર્આન મજીદની તિલાવતનો હેતુ માત્ર સમજવાનો જ હોત તો (ચાર રકઅતવાળી) એક એક નમાઝમાં ચાર ચાર વખત અલહમ્દુની સૂરત પઢવાનો હુકમ ન થાત કારણ કે અર્થ અને મતલબ સમજવા માટે તો એક જ વખતની તિલાવત બસ થઇ જાત. આવા પ્રકારની સમજફેર મૂળમાં તે લોકોને થાય છે જેઓ અલ્લાહ તઆલાને દુન્યાના હાકિમો જેવો જ માત્ર એક હાકીમ સમજે છે અને તેના મહબૂબ તથા મઅબૂદ હોવાની શાનથી તદ્દન અંજાણ છે. અથવા એમ સમજો કે લોકોએ માત્ર મગજ અને ભેજાથી જ અલ્લાહને જાણ્યો અને માન્યો છે. પરંતુ અંતઃકરણ અને દિલથી માનવાનું હજુ સુધી તેઓને પુરી રીતે પ્રાપ્ત થયું નથી. એવી જ રીતે આ વાતનો પણ ખિયાલ રહેવો જોઇએ કે કુર્આન મજીદનો જે મૂળ હેતુ છે તે એટલે હિદાયત અને નસીહત સમજવા ઉપરજ અવલંબિત છે. એટલા માટે એને સમજવું તથા વિચાર અને મનનપૂર્વક એની તિલાવત કરવું એ ભાગ્યશાળી હોવાનો સૌથી ઉંચો દરજ્જો છે. એજ વાત સૌ મસઅલામાં મધ્યબિંદુ વાસ્તવિક અને હક વાત છે. વલાકિન્ન અકસરન્નાસિ લાયઅલમૂન. અર્થાત–પરંતુ ઘણા લોકો જાણતા સમજતા નથી.

કુર્આન મજીદની તિલાવત પણ અલ્લાહનો ઝિક્ર છે બલ્કે ઉત્તમ દરજાનો ઝિક્ર છે. એક હદીસમાં છે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

અલ્લાહ તઆલાના કલામની ફઝીલત બીજા કલામોના મુકાબલામાં એવી છે જેવી કે અલ્લાહની ફઝીલત તેની મખલૂક પર છે. ( મિશ્કાત )

એક બીજી હદીસમાં છે જે હઝરત અબ્દુલ્લાહ બિન મસઊદ (રદી.)થી રિવાયત કરવામાં આવી છે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

જે માણસ અલ્લાહની કિતાબનો એક હરફ પઢે તો તેના માટે એક નેકી છે અને તે એક નેકીનો સવાબ દસ નેકીઓ સમાન છે. પછી ફરમાવ્યું, હું એમ નથી કહેતો કે ( અલીફ લામ મીમ ) એક હરફ છે. બલ્કે અલિફ એક હરફ છે, લામ બીજો હરફ અને મીમ ત્રીજો હરફ છે.

એક બીજી હદીસમાં છે જે હઝરત અબૂ ઉમામહથી રિવાયત કરવામાં આવી છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું:-

લોકો કુર્આન પઢતા રહો. કિયામતના દિવસે કુર્આન તે લોકોની શફાઅત કરશે જેઓ કુર્આનવાળા હશે.

## ઝિક્ર સંબંધી અમૂક અંતિમ વાતો

(૧) ઝિક્ર કરતાં કરતાં અલ્લાહના જે બંદાઓના દિલમાં ઝિક્ર સમાઈ ગયું અને તેમના જીવનનો અંશ બની ગએલ છે તેમને તો ઝિક્રના માટે કોઈ ખાસ પાબંદી અને એહતેમામની જરૂર રહેતી નથી. પરંતુ અમારા જેવા સામાન્ય લોકો અગર ઝિક્ર વડે અલ્લાહ તઆલાથી પોતાનો સંબંધ વધારવા અને ઝિક્રની બરકતો અને લાભો મેળવવા ચાહે તો

તેમના માટે આ જરૂરી છે કે તેઓ પોતપોતાની સ્થિતિઓ અનુસાર ઝિક્રની અમૂક સંખ્યા અને તેનો વખત નિર્માણ કરી લે. અને બેહતર એ છે કે ઝિક્રના શબ્દોને ચૂંટવામાં કોઈ અલ્લાહવાળાથી મશવરો કરી લે અથવા ઉપર બયાન કરેલા ઝિક્રના શબ્દોમાંથી જે ઝિક્રથી પોતાની તબીયતને વધારે મુનાસબત હોય તેને નક્કી કરી લે. એવીજ રીતે કુર્આન શરીફની તિલાવત માટે પણ એક ટાઇમ નક્કી કરી લે.

(૨) બનતા સુધી જે શબ્દ વડે અલ્લાહ તઆલાનો ઝિક્ર કરવામાં આવે તેના અર્થનું પણ લક્ષ રાખવામાં આવે અને અલ્લાહની મોટાઈ અને મુહબ્બતને લક્ષમાં રાખવા સાથે ઝિક્ર કરવામાં આવે અને એવું યકીન રાખવામાં આવે કે અલ્લાહ તઆલા મારી પાસે અને મારી સાથે છે અને મારા દરેક શબ્દને સાંભળે છે.

(૩) ઝિક્ર કરવા માટે વુઝૂ શર્ત નથી. તેથી વુઝૂ ન હોવાની હાલતમાં પણ વિના સંકોચે ઝિક્ર કરી શકાય છે. ઇનશા અલ્લાહ જે સવાબનો વાયદો છે તે પુરેપુરો મળશે. પરંતુ વુઝૂની સાથે ઝિક્રની તાસીર અને નૂરાનીયત ઘણી જ વધી જાય છે.

(૪) ઉપર વર્ણન કરવામાં આવી ગયું છે કે ઝિક્રના તમામ શબ્દોમાં કલેમએ તમજીદ ( ત્રીજો કલેમો )

સુબ્હાનલ્લાહિ વલહમ્દુ લિલ્લાહિ વલા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર બહુ જ જામેઅ છે. અગર તેને પોતાનો વઝીફો બનાવવામાં આવે તો એમાં સૌ કંઈ છે, અને અમે પોતાના ઘણા બુઝુર્ગોને જોયા છે કે તેઓ સામાન્ય મુરીદોને વઝીફા તરીકે એજ કલેમો અને તેની સાથે ઈસ્તિગફાર તથા દરૂદ શરીફ બતાવે છે. (ઈસ્તિગફાર તથા દુરૂદ શરીફનું બયાન હમણાં એક સબકના પછી આવી રહ્યું છે.)

અલ્લાહ તઆલા અમને સૌને તવફીક આપે કે તેના ઝિક્રથી અમારા દિલો ભરપુર અને અમારી જીભો ભીની રહે અને તેના નૂરો અને અસરો તથા બરકતો અને લાભો અમને નસીબ થાય.

હમારા શુગ્લ હો રાતોં કો રોના યાદે દિલબર મેં,
હમારી નીંદ હો મહવે ખિયાલે યાર હો જાના.



# ઈસ્લામનો અઢારમો સબક

## દુઆ

જ્યારે આ વાત ચકીની અને સૌમન્ય છે કે આ જગતનું બધું કારખાનું અલ્લાહના જ હુકમથી ચાલી રહ્યું છે અને સર્વસ્વ તેનાજ કબજા અને કુદરતમાં છે તો દરેક નાની મોટી હાજતમાં અલ્લાહથી માગણી કરવી તદ્દન સ્વભાવિક વાત છે. એટલા જ માટે દરેક ધર્મના અનુયાયીઓ પોતાની જરૂરતોમાં અલ્લાહ તઆલા પાસે માગે છે પરંતુ ઈસ્લામમાં તેનું ખાસ પ્રકારે શિક્ષણ આપવામાં આવ્યું અને તાકીદ કરવામાં આવી છે. કુર્આન શરીફમાં એક જગ્યાએ ઇરશાદ છે :—

**વ કાલ રબ્બુકુમુદઊની અસ્તજિબ લકુમ.** (પા. ૨૪)

અર્થાત–અને તમારા પરવરદિગારે ફરમાવ્યું કે મારાથી દુઆ માગો હું કબૂલ કરીશ.

બીજી જગ્યાએ ઇરશાદ છે :—

**કુલ મા યઅબઉ બિકુમ રબ્બી લવલા દુઆઉકુમ.**

અર્થાત–કહી દો મારા પરવરદિગારને તમારી કંઈજ પરવા નથી. અગર તમારી દુઆઓ ન હોય તો.

ફરી દુઆના હુકમ સાથે આ પણ ઈતમીનાન અપાવવામાં આવ્યું કે અલ્લાહ બંદાઓથી ઘણો જ નજીક છે, તે તેમની યાચનાઓને સાંભળે અને કબૂલ કરે છે.

**વ ઈઝા સઅલક ઈબાદી અન્ની ફઈન્ની કરીબ, ઉજીબુ દઅવતદ-દાઈ ઈઝા દઆન.** ( પા. ૨ )

અર્થાત-અને હે રસૂલ ! જ્યારે તમારાથી મારા બંદા મારા સંબંધી પૂછે તો ( તેમને બતાવો કે ) હું તેઓથી નજીક જ છું. કોઈ પોકારનાર જ્યારે મને પોકારે છે તો હું તેની પોકાર સાંભળું છું.

અને રસૂલુલ્લાહ (સલ.)એ અમને એ પણ બતાવ્યું છે કે પોતાની ઝુરૂરતોને અલ્લાહ તઆલાથી માગવી અને દુઆ કરવી ઘણા ઉંચા દરજ્જાની ઈબાદત છે. બલ્કે ઇબાદતની રૂહ અને તેનું મગજ છે. જેમકે હદીસ શરીફમાં છે કે :—

દુઆ ઇબાદત છે. ( અને એક રિવાયતમાં છે કે ) દુઆ ઈબાદતનું મગજ અને સત્ય છે.

એક બીજી હદીસમાં છે કે રસૂલુલ્લાહ (સલ.)એ ઇરશાદ ફરમાવ્યું :—

અલ્લાહને ત્યાં દુઆથી અધિક કોઈ વસ્તુનો દરજ્જો નથી.

અને એટલા જ માટે અલ્લાહ તઆલા તે માણસથી નારાઝ થાય છે જે પોતાની હાજતો તેની પાસે માગે નહિ. જેમકે એક હદીસમાં છે કે :—

અલ્લાહ તઆલા તે બંદા પર નારાઝ થાય છે જે પોતાની હાજતો અને ઝુરૂરતો તેની પાસે માગતો નથી.

સુબ્હાનલ્લાહ ! દુન્યામાં કોઇ માણસ અગર પોતાના કોઈ ખાસ મિત્રથી અથવા પોતાના કોઈ સગાંવહાલાંથી પણ વારંવાર પોતાની ઝરૂરતોનો સવાલ કર્યા કરે તો તે તેનાથી અકળાઇને ગુસ્સે થઈ જાય છે. પરંતુ અલ્લાહ

પાક પોતાના બંદાઓ પર એવો મહેરબાન છે કે તે નહિ માગવાથી ગુસ્સે અને નારાજ થાય છે. એક બીજી હદીસમાં છે કે :—

જે માણસના માટે દુઆના દરવાજા ખુલી ગયા (એટલે અલ્લાહના તરફથી જેને દુઆ માગવાની તવફીક મળી અને અસલી દુઆ કરવાનું જેને ભાગ્ય આવ્યું) તો તેના માટે અલ્લાહની રહમતના દરવાજા ખુલી ગયા.

સારાંશ કે કોઈ હાજત અને હેતુના માટે અલ્લાહ તઆલાથી દુઆ કરવી જેવી રીતે તે હાજતને હાસિલ કરવાની એક યુક્તિ છે, તેવી જ રીતે એ ઉત્તમ દરજાની ઇબાદત પણ છે. જેથી અલ્લાહ તઆલા ઘણો રાજી અને ખુશ થાય છે. અને એના કારણે રહમતના દરવાજા ઉઘાડી આપે છે. આ સ્થિતિ દરેક દુઆની છે, ગમે તો તે કોઇ દીની હેતુના માટે કરવામાં આવે અથવા કોઇ દુન્યાવી જરૂરતના માટે, પરંતુ શરત આ છે કે કોઇ બુરા અને નાજાએઝ કામ માટે ન હોય. નાજાએઝ કામ માટે દુઆ કરવાનું પણ નાજાએઝ અને ગુનાહ છે.

અત્રે એક વાત આ પણ યાદ રાખવાની છે કે દુઆ જેટલા પ્રમાણમાં અંતરની ઉંડાણથી અને પોતાને જેટલા પ્રમાણમાં લાચાર અને નિર્બળ સમજીને તથા અલ્લાહની કુદરત અને રહમતના જેટલા યકીન સાથે કરવામાં આવશે તેટલા જ પ્રમાણમાં તેના કબૂલ થવાની વધારે આશા રહેશે. જે દુઆ દિલથી ન કરવામાં આવે બલ્કે રસમ રિવાજ તરીકે માત્ર જીભ વડે કરવામાં આવે તો તે ખરી રીતે દુઆ જ નથી.

હદીસ શરીફમાં છે કે :—

અલ્લાહ તઆલા એવી દુઆ કબૂલ કરતો નથી, જે દિલની ગફલતના સાથે કરવામાં આવે.

જો કે અલ્લાહ તઆલા દરેક વખતની દુઆ સાંભળે છે. પણ હદીસોથી જણાય છે કે અમૂક ખાસ ટાઇમોમાં દુઆ વિશેષ કબૂલ થાય છે. જેમકે ફર્ઝ નમાઝોના પછી, રાતના પાછલા ભાગમાં અથવા રોઝોહ ઇફ્તાર કરતી વેળા, અથવા એવા જ કોઇ બીજા નેક કામના પછી, અથવા મુસાફરીની હાલતમાં ખાસ કરી જ્યારે મુસાફરી દીનની ખાતર અને અલ્લાહની રઝામંદી માટે હોય.

આ પણ યાદ રાખવું જોઇએ કે દુઆ કબૂલ થવા માટે માણસનું વલી અથવા પરહેઝગાર હોવું શરત નથી. જો કે આ વાત નિઃસંદેહ છે કે અલ્લાહના નેક અને મકબૂલ બંદાઓની દુઆઓ વધારે કબૂલ થાય છે પરંતુ એવું પણ નથી કે સામાન્ય લોકો અને ગુનેહગારોની દુઆઓ સાંભળવામાં જ ન આવે એટલા માટે કોઇએ એમ સમજીને કે અમારા જેવા ગુનેહગારોની દુઆથી શું થશે ? પોતે દુઆ તજી દેવી જોઇએ નહિ. કૃપાળુ અને માયાળુ અલ્લાહ જેવી રીતે પોતાના ગુનેહગાર બંદાઓને ખવડાવે, પીવડાવે છે તેવીજ રીતે તેમની દુઆઓ પણ સાંભળે છે. માટે દરેકે અલ્લાહથી દુઆ માગવી જ જોઇએ. હમણાં બતાવવામાં આવ્યું કે દુઆ એક જુદી ઇબાદત પણ છે જેથી દુઆ કરનારને સવાબ તો દરેક હાલતમાં મળશે જ.

વળી જો અમૂક વખત દુઆ કરવાથી મતલબ પુરો ન થાય તો પણ નિરાશ અને નાઉમેદ થઇને દુઆ તજી દેવી જોઇએ નહિ. અલ્લાહ તઆલા અમારી

ઇચ્છાનો પાબંદ નથી. કદી કદી તેની હિકમતનો તકાઝો એજ હોય છે કે દુઆ મોડી કબૂલ કરવામાં આવે અને બંદાની બેહતરી પણ તેમાંજ હોય છે. પરંતુ બંદો પોતાની અજ્ઞાનતાથી તેને જાણતો નથી, તેથી ઉતાવળીઓ બને છે અને નિરાશ થઇને દુઆ કરવાનું છોડી દે છે. સારાંશ કે બંદાને જોઇએ કે પોતાની ઝરૂરતો અને પોતાના હેતુઓ માટે બરાબર અલ્લાહથી દુઆ માગ્યા જ કરે, કોણ જાણે અલ્લાહ તઆલા કયા દિવસે અને કઈ ઘડીએ સાંભળી લે.

રસૂલુલ્લાહ (સલ.)એ દુઆ સંબંધી એક આ વાત પણ બતાવી છે કે :—

દુઆ કોઈ પણ વખતે વ્યર્થ અને અકારત જતી નથી. પરંતુ તેના કબૂલ થવાની સ્થિતિઓ જુદી જુદી હોય છે. કદી એવું થાય છે કે બંદો જે વસ્તુની દુઆ કરે છે, તેજ તેને મળી જાય છે. અને કદી એવું બને છે કે અલ્લાહ તઆલા તે બંદાને તે વસ્તુ આપવાનું બેહતર સમજતો નહિ હોવાથી તે તો તેને મળતી નથી પરંતુ તેના બદલે બીજી કોઈ ને'મત તેને આપી દેવામાં આવે છે, અથવા કોઈ આવનાર આફત અને મુસીબત ટાળી દેવામાં આવે છે, અથવા એ દુઆને તેના ગુનાહોનો કફ્ફારો બનાવી દેવામાં આવે છે. (પરંતુ બંદાને આ ભેદની ખબર પડતી નથી એટલા માટે એમ સમજે છે કે મારી દુઆ નકામી ગઈ.) અને કદી એવું થાય છે કે અલ્લાહ તઆલા દુઆને આખેરતના માટે સંગ્રહ બનાવી આપે છે એટલે બંદો જે હેતુસર દુઆ માગે છે તે તો અલ્લાહ તઆલા આ દુન્યામાં તેને આપતો નથી પરંતુ

આ દુઆના બદલે આખરતનો ઘણો મોટો સવાબ તેના માટે લખી લેવામાં આવે છે.

એક હદીસમાં છે કે:—

કેટલાક લોકો જેમની ઘણી દુઆઓ દુન્યામાં કબૂલ થઈ ન હતી જ્યારે આખેરતમાં પહોંચીને પોતાની તે દુઆઓના બદલામાં મળેલી ઢગલાબંધ ને'મતો અને સવાબોને જોશે ત્યારે પસ્તાવો કરીને કહેશે, અફસોસ! દુન્યામાં અમારી કોઇ પણ દુઆ કબૂલ થઈ ન હોત અને તે બધીનોજ બદલો અહીં મળ્યો હોત તો કેવું સારૂં થાત!

સારાંશ કે અલ્લાહ તઆલા પર ઈમાન રાખવાવાળા દરેક બંદાએ અલ્લાહની કુદરત અને તેની શાને કરીમી પર સંપૂર્ણ વિશ્વાસ રાખીને કબૂલ થવાની આશા અને ભરોસાની સાથે પોતાની દરેક જરૂરતના માટે અલ્લાહ તઆલાથી દુઆ કરવી જોઇએ. અને પુરેપુરૂં યકીન રાખવું જોઇએ કે દુઆ કદી પણ અકારત જવાની નથી.

બનતા સુધી દુઆ એવા સારા શબ્દોમાં કરવી જોઇએ જેનાથી પોતાની નમ્રતા અને લાચારી તથા અલ્લાહ તઆલાની મહત્તા અને મોટાઈ જાહેર થાય. કુર્આન શરીફમાં અમને ઘણી દુઆઓ બતાવવામાં આવી છે. અને એ ઉપરાંત હદીસોમાં પણ રસૂલુલ્લાહ (સલ.)ની સેંકડો દુઆઓ આવી છે. સૌથી સારી દુઆઓ એજ કુર્આન અને હદીસમાંની દુઆઓ છે. તે પૈકી ચાલીસ ટુંકી અને જામેઅ દુઆઓ આ કિતાબની છેવટમાં પણ લખેલી છે.

★

# ઈસ્લામનો ઓગણીસમો સબક

## દરૂદ શરીફ

દરૂદ શરીફ પણ મૂળમાં એક દુઆ જ છે, જે આપણે બંદાઓ રસૂલુલ્લાહ (સલ.)ના માટે અલ્લાહ તઆલાથી માગીએ છીએ. આ એક સાચી વાત છે કે અલ્લાહ તઆલાના પછી સૌથી વધુ ઉપકાર અમારા ઉપર રસૂલુલ્લાહ (સલ.)નોજ છે. હઝરત (સલ.)એ સખતથી સખત સંકટો સહન કરીને અલ્લાહની હિદાયત અમારા જેવા બંદાઓ સુધી પહોંચાડી. અગર આપ (સલ.)એ અલ્લાહના રસ્તામાં આ સંકટો સહન કર્યાં ન હોત તો દીનની રોશની અમારા સુધી પહોંચી શકત જ નહિ. અને અમે કુફ્ર, શિર્કના અંધકારમાં જ સબડતા રહી જાત. અને મરણ પછી સદા માટે દોઝખમાં જાત.

સારાંશ કે દીન, ઈમાનની દોલત આ દુન્યાની સૌથી મહાન ને'મત છે. અને એ ને'મત અમને રસૂલુલ્લાહ (સલ.)ના તુફૈલમાં મળી છે. તેથી જ અલ્લાહ તઆલાના પછી હુઝૂર (સલ.)જ અમારા ઉપર સૌથી વધુ ઉપકારકર્તા છે. અમે આપના એ ઉપકારનો કોઇ બદલો આપી શકતા નથી. માત્ર વધુથી વધુ અમે જે કંઇ કરી શકીએ તે એટલુંજ છે કે અલ્લાહની પાસે આપના માટે દુઆ માગીએ અને એ રીતે પોતાની નિયાઝમંદી અને શુક્ર ગુઝારીની સાબિતી આપીએ.

અમારા તરફથી હુઝૂર (સલ.)ની શાનને લાયક એજ દુઆ થઈ શકે છે કે અલ્લાહ તઆલા આપ (સલ.)ને પોતાની

ખાસ રહમતો અને બરકતોથી નવાઝે અને આપના દરજ્જા વધુથી વધુ ઉંચા કરે. બસ એજ પ્રકારની દુઆને દરૂદ કહે છે.

કુર્આન શરીફમાં ઘણીજ સ્પષ્ટ રીતે અને અતિશય અનોખી ઢબે અમને એનો હુકમ આપવામાં આવ્યો છે. ઈરશાદ છે :—

**ઈન્નલ્લાહ વ મલાઈકતહૂ યુસલ્લૂન અલન્નબી, યા ઐયુહલ્લઝીન આમનૂ સલ્લૂ અલૈહિ વ સલ્લિમૂ તસ્લીમા.** ( પા. ૨૨ )

અર્થાત–અલ્લાહ અને તેના ફરિશ્તા નબી પર રહમત મોકલે છે. હે ઈમાનવાળા ! તમે તેમના ઉપર દરૂદ મોકલો અને સલામ અરજ કરો.

આ આયતમાં પ્રથમ તો એ બયાન કરવામાં આવ્યું છે કે અલ્લાહ તઆલા પોતે પણ પોતાના નબીનું માન ઈકરામ કરે છે અને તેમના ઉપર રહમત અને મહેરબાની કરે છે. વળી તેના ફરિશ્તાઓનું વર્ણન પણ હઝરત (સલ.) સાથે એજ છે કે તેઓ આપની તઅઝીમ, તકરીમ કરે છે તેમજ અલ્લાહ તઆલાથી આપના માટે રહમતની દરખાસ્ત કરતા રહે છે. તે પછી અમને ઈમાનવાળાઓને હુકમ આપવામાં આવ્યો કે તમે પણ તેમના માટે અલ્લાહ તઆલાથી રહમતો નાઝિલ કરવાની માગણી કરો અને તેમના ઉપર સલામ મોકલો. જાણે હુકમ આપવા અગાઉજ અમને બતાવવામાં આવ્યું કે જે કામનો તમને હુકમ આપવામાં આવે છે, તે કામ અલ્લાહ તઆલાને મૂખ્યત્વે અતિ પ્રીય છે. અને ફરિશ્તાઓનું ખાસ કામ છે. એટલું જાણવા પછી કયો મુસલમાન હશે જે એને પોતાનો વઝીફો બનાવે નહિ.

દરૂદ શરીફની ફઝીલતોમાં ઘણી હદીસો પણ આવી છે જેમાંથી બે ચાર અત્રે પણ ટાંકવામાં આવે છે.

રસૂલુલ્લાહ (સલ)ની ઘણીજ મશહૂર હદીસ છે. હઝરત (સલ.)એ ઈરશાદ ફરમાવ્યું :—

જે માણસ મારા ઉપર એક વખત દરૂદ મોકલે, અલ્લાહ તઆલા તેના ઉપર દસ વખત રહમતો નાઝિલ કરે છે.

એક બીજી રિવાયતમાં તેની સાથે આ પણ છે કે :—

તેની દસ ખતાઓ માફ કરવામાં આવે છે અને દસ દરજા પણ બુલંદ કરવામાં આવે છે.

એક બીજી હદીસમાં છે હુઝૂર (સલ.)એ ઈરશાદ ફરમાવ્યું :—

અલ્લાહના અનેક ફરિશ્તા એવા છે જેમનું ખાસ એજ કામ છે કે તેઓ જમીન પર ફરતા રહે છે, અને મારો જે ઉમ્મતી મારા ઉપર સલાત અને સલામ મોકલે તેને તેઓ મારી પાસે પહોંચાડે છે.

સુબ્હાનલ્લાહ ! કેવી મહાન દોલત છે કે અમારૂં દરૂદ અને સલામ ફરિશ્તાઓ મારફતે હુઝૂર (સલ.)ને પહોંચે છે. અને એ બહાનાથી અમારૂં વર્ણન ત્યાં થઇ જાય છે.

કયા નસીબ અલ્લાહુ અકબર લુટનેકી જાય હય

એક બીજી હદીસમાં છે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે :-

કિયામતમાં મારી નજીક થનારાઓ પૈકી સૌથી વધુ નજીક માણસ તે હશે જે મારા ઉપર દરૂદ વધારે મોકલતો હશે.

એક હદીસમાં છે હઝરત (સલ.)એ ફરમાવ્યું :—

તે માણસ અતિશય કંજુસ છે જેની સામે મારૂં વર્ણન થાય અને તે ત્યારે પણ મારા ઉપર દરૂદ મોકલે નહિ.

એક બીજી હદીસમાં આવ્યું છે કે :—

તે માણસનું નાક માટીમાં રગદોળાય (એટલે તે બેઆબરૂ અને તુચ્છ થઈ જાય) જેની સામે મારૂં વર્ણન આવે છતાં તે મારા ઉપર દરૂદ મોકલે નહિ.

સારાંશ કે રસૂલુલ્લાહ (સલ.) પર દરૂદ, સલામ મોકલવું એ અમારા ઉપર હઝરત (સલ.)નો ઘણો મોટો હક છે. તેમજ અમારી સર્વોત્તમ દરજાની ભાગ્યશાળીતા અને નેકબખ્તી છે. તથા દુન્યા અને આખેરતમાં અમારા માટે અગણિત રહમતો અને બરકતોનું સાધન છે.

<u>દરૂદના શબ્દો</u>

અમૂક સહાબીઓએ હુઝૂર (સલ.)થી સવાલ કર્યો હતો કે અમે આપના ઉપર દરૂદ કેવી રીતે મોકલીએ ? તો હઝરત (સલ.)એ તેમને દરૂદે ઇબ્રાહીમી શીખવ્યું જે નમાઝમાં પઢવામાં આવે છે. અને આ કિતાબના બીજા સબકમાં નમાઝના બયાનમાં આવી પણ ગયું છે.

તેને જ લગભગ મળતું અને તેનાથી કંઈક ટુંકું અને બીજું દરૂદ શરીફ પણ હઝરત (સલ.)એ શીખવ્યું છે, તેના શબ્દો હદીસમાં આ છે :—

**અલ્લાહુમ્મ સલ્લે અલા મુહમ્મદિનિન–નબિયિલ–ઉમ્મીયિ વ અઝવાજિહી ઉમ્મહાતિલ મુઅમિનીન વ ઝુર્રીયતિહી વ અહલે બૈતિહી કમા સલ્લૈત અલા આલે ઇબ્રાહીમ ઈન્નક હમીદુમ મજીદ.**

અર્થાત–ઓ મારા અલ્લાહ ! ઉમ્મી નબી હઝરત મુહમ્મદ (સલ.) પર તથા આપની પવિત્ર બીબીઓ જે મુમિનોની માતાઓ છે તેણીઓ પર તેમજ આપની અવલાદ

અને આપના ઘરવાળાઓ પર રહમતો મોકલ જેમકે તેં રહમતો મોકલી હઝરત ઇબ્રાહીમના ઘરવાળાઓ પર. ખરેખર તું વખાણને પાત્ર ઇઝઝતનો ધણી છે.

જ્યારે પણ અમે હુઝૂર (સલ.)નું નામ લઇએ અને આપનું વર્ણન કરીએ અથવા બીજાથી સાંભળીએ તો આપના ઉપર દરૂદ શરીફ પઢવું જોઇએ. અને એવા મોકા માટે સલ્લલ્લાહુ અલૈહિ વ સલ્લમ અથવા અલૈહિસ્સલાતો વસ્સલામ બસ છે.

## દરૂદ શરીફ વઝીફા અને મઅમૂલ તરીકે.

કેટલાક ખાસ હરખ અને હિમ્મત રાખવાવાળા બંદા તો દરરોજ અમુક હઝાર વખત દરૂદ શરીફનો મઅમૂલ રાખે છે પરંતુ અમારા જેવા કમહિમ્મત અગર સવાર સાંજ અદબ અને મુહબ્બત સાથે માત્ર સો વખત દરૂદ શરીફ પઢી લે તો ઈનશા અલ્લાહ એટલું બધું મેળવશે અને હુઝૂર (સલ.)ની તેમના હાલ પર એવી મેહરબાનીઓ થશે કે આ દુન્યામાં કોઇ પણ તેનો અંદાઝો કાઢી શકતો નથી. જે સાહેબો ટુંકમાં દરૂદ શરીફ પઢવા ચાહે તેઓ ટુંકું દરૂદ યાદ કરી લે.

**અલ્લાહુમ્મ સલ્લે અલા મુહમ્મદિનિન–નબીયિલ–ઉમ્મી વ આલિહી.**

અર્થાત–ઓ અલ્લાહ! ઉમ્મી નબી હઝરત મુહમ્મદ પર અને તેમના ઘરવાળાઓ પર રહમતો મોકલ.



# ઈસ્લામનો વીસમો સબક

## તવબહ અને ઇસ્તિગફાર

અલ્લાહ તઆલાએ પોતાના નબીઓ અને રસૂલોને એટલા માટે મોકલ્યા અને પોતાની કિતાબો એટલા માટે ઉતારી કે માનવીઓને પોતાનું ભલું બુરૂં અને ગુનોહ સવાબ બધું જણાઈ જાય. અને તેઓ નઠારી વાતો અને ગુનાહના કામોથી અળગા રહે અને નેકી તથા સવાબના માર્ગે ચાલીને અલ્લાહની રઝામંદી તથા મરણ પછીના જીવન એટલે આખેરતમાં નજાત મેળવી લે.

ત્યારે જે લોકોએ અલ્લાહના નબીઓ, રસૂલો તેમ તેની નાઝિલ કરેલી કિતાબોને માની નહિ અને ઇમાન લાવ્યા નહિ, તેઓનો મામલો તો આ છે કે તેઓનું આખું જીવન જાણે નાફરમાનીનું જીવન છે. અને અલ્લાહની ઉતારેલી હિદાયતથી તેઓનો કંઈક સંબંધ નથી. તેથી જ્યાં સુધી તેઓ તે અલ્લાહના મોકલેલા નબીઓ, રસૂલો પર તથા તેની નાઝિલ કરેલી કિતાબો પર અને મુખ્યત્વે આ છેલ્લા ઝમાનાના અંતીમ નબી હઝરત મુહમ્મદ (સલ.) પર તથા તેમની લાવેલી ખુદાપાકની આખરી કિતાબ કુર્આન મજીદ પર ઇમાન ન લાવે અને તેની હિદાયતને કબૂલ ન કરે, તેઓ અલ્લાહની રઝામંદી અને મરણ પછીના જીવનમાં સફળતા અને નજાત મેળવી શકતા નથી. કારણ કે અલ્લાહનો અને તેના નબીઓ તથા તેની કિતાબોનો નકાર એવો ગુનોહ નથી જે માફીને પાત્ર ગણાય. અલ્લાહના પ્રત્યેક નબીએ/

પોતપોતાના સમયમાં આ વાતની ઘણી જ ચોકખી અને સ્પષ્ટ જાહેરાત કરી છે. સારાંશ કે કુફ્ર અને શિર્કવાળાઓની નજાત માટે જરૂરી છે કે તેઓ સૌથી પ્રથમ શિર્ક અને કુફ્રથી તવબહ કરે અને ઇમાન તથા તવહીદને પોતાનો સિદ્ધાંત બનાવે. નહિ તો એના વગર નજાત (મોક્ષ) અસંભવિત છે.

પરંતુ જે લોકો નબીઓ, રસૂલો પર ઈમાન લાવે છે અને તેમની હિદાયત પર ચાલવાનો કરાર અને ઈરાદો કરી લે છે તેઓ પણ કદી કદાચ શૈતાનની ભ્રમણાથી અથવા પોતાના નફસની નઠારી ઇચ્છાથી કોઈ ગુનાહનાં કામ કરી બેસે છે. એવા સઘળા ગુનેહગારો માટે અલ્લાહ તઆલાએ તવબહ અને ઇસ્તિગફારનો દરવાજો ખુલ્લો રાખ્યો છે.

તવબહ અને ઇસ્તિગફારનો મતલબ આ છે કે જ્યારે કોઈ બંદાથી અલ્લાહની નાફરમાની અને ગુનાહનું કોઇ કામ થઇ જાય તો તે એ માટે પસ્તાવો કરીને શરમિંદા થાય અને ભવિષ્યમાં તે ગુનાહથી બચવાનો પાકો નિશ્ચય કરી લઇને અલ્લાહ કને પોતાનાં થઇ ગએલા ગુનાહની માફી માગે. કુર્આન અને હદીસમાં બતાવવામાં આવ્યું છે કે બસ એટલું કરવાથી અલ્લાહ તઆલા તે બંદાથી રાજી થઈ જાય છે અને તેનો ગુનોહ માફ કરી દેવામાં આવે છે.

યાદ રાખવું જોઇએ કે તવબહ માત્ર જીભ વડે થતી નથી. બલ્કે કરેલા ગુનાહ પર દિલથી જ પશ્ચાતાપ અને રંજ તથા ખેદ થવો જરૂરી છે. તેમજ ભવિષ્યમાં ફરીથી કદાપિ એ ગુનોહ નહિ કરવાનો પણ દિલથી ઇરાદો હોવો આવશ્યક છે.

તવબહનું ઉદાહરણ તદ્દન એવું જ છે, કે કોઈ માણસ ક્રોધ અથવા રંજની હાલતમાં આપઘાતના ઈરાદાથી ઝેર

ખાઇ લે અને જ્યારે તેની અસરથી આંતરડાં કપાવા લાગે અને સખત પીડા થવા લાગે ત્યારે તેને પોતાની આ ભૂલ પર ખેદ અને રંજ થાય અને તે ઇલાજ માટે વ્યાકુળ બને અને હકીમ, ડોકટર જે દવા બતાવે તેજ પીવા માંડે, તે વેળા તેના દિલનો અચૂક ફેસલો એજ હશે કે અગર જીવતો રહી ગયો તો હવે પછી કદી એવી મૂર્ખાઇ કરીશ નહિ, બસ ગુનાહથી તવબહ કરનારના દિલની સ્થિતિ પણ એવી જ હોવી જોઇએ. એટલે અલ્લાહની નારાઝી અને આખેરતના અઝાબનો ખિયાલ કરીને તેને પોતાના ગુનોહ કરવા પર ઘણો જ ખેદ અને અફસોસ થાય તેમ ભવિષ્યના માટે તે વેળા તેના દિલનો એજ ફેસલો હોત કે હવે કદી પણ એવું કરીશ નહિ. અને જે થઇ ચુક્યું તેના માટે અલ્લાહ તઆલા કને માફી અને બક્ષિશની દુઆ હોય.

અગર અલ્લાહ તઆલા કોઇ દરજામાં આ વાત નસીબ કરી દે તો યકીન રાખવું જોઇએ કે ગુનાહની અસર તદ્દન નષ્ટ થઈ ગઈ અને અલ્લાહની રહમતનો દરવાજો ખુલી ગયો. એવી તવબહ પછી ગુનેહ્ગાર ગુનાહની અસરથી તદ્દન પાક સાફ થઈ જાય છે. બલ્કે અલ્લાહને પ્રથમથી પણ વધુ વહાલો થઇ જાય છે. અને કદી કદાચ તો ગુનાહના પછી સાચી તવબહના પ્રતાપે બંદો એવા દરજા પર પહોંચી જાય છે જેના ઉપર સેંકડો વરસની ઈબાદત અને રિયાઝતથી પણ પહોંચવું કઠણુ હોય છે.

અહીં સુધી જે કંઈ લખવામાં આવ્યું તે બધું આયતો અને હદીસોનો મઝમૂન છે. હવે થોડીક આયતો અને હદીસો પણ તવબહ અને ઇસ્તિગફાર સંબંધી લખવામાં આવે છે.

સૂરએ તહરીમમાં ઇરશાદ છે :—

**યા ઐયુહલ્લઝીન આમનૂ તૂબૂ ઈલલ્લાહિ તવ્બતન નસૂહા, અસા રબ્બુકુમ અંયયુકફ્ફિર અનકુમ સૈયિઆતિકુમ વ યુદખિલકુમ જન્નાતિન તજરી મિન તહતિહલ-અનહાર** (પા. ૨૮)

અર્થાત-ઓ ઈમાનવાળા ! અલ્લાહના આગળ તવબહ કરો સાચી તવબહ, આશા છે કે (એ તવબહ પછી) તમારો માલિક તમારા ગુનાહ નષ્ટ કરી નાખશે અને તમને જન્નતના એવા બગીચાઓમાં દાખલ કરશે જેમની નીચે નહેરો વહેતી છે.

અને સૂરએ માઈદહમાં ગુનેહગાર, કસૂરવાન બંદાઓ સંબંધી ઈરશાદ છે :—

**અફલા યતૂબૂન ઈલલ્લાહિ વ યસતગફિરૂનાહ. વલ્લાહુ ગફુરૂર-રહીમ.** (પા. ૬)

અર્થાત-તેઓ અલ્લાહથી તવબહ કેમ કરતા નથી ? અને માફી કેમ યાચતા નથી ? અને અલ્લાહ તો ઘણો જ ક્ષમા આપનાર અતિશય મહેરબાન છે.

અને સૂરએ અનઆમમાં કેવું વહાલભર્યું ફરમાન છે :-

**વ ઈઝા જાઅકલ્લઝીન યુઅમિનૂન બિઆયાતિના ફકુલ સલામુન અલૈકુમ કતબ રબ્બુકુમ અલા નફ્સિહિર રહમહ, અન્નહુ મન અમિલ મિનકુમ સૂઅમ બિજહાલતિન સુમ્મ તાબ મિમ બઅદિહી વ અસ્લહ ફ ઇન્નહૂ ગફુરૂર રહીમ.** (પા. ૭)

અર્થાત-અને હે નબી ! જ્યારે તમારી પાસે અમારા તે બંદા આવે જેઓ અમારી આયતો પર ઈમાન રાખે છે, તો

તમે તેઓને કહી દો કે તમારા ઉપર સલામતી થાય, તમારા પરવરદિગારે પોતાના ઉપર દયાને જરૂરી કરી લીધી છે, તમારામાંથી જે કોઈ નાદાનીના કારણે ગુનાહનું કામ કરી લે ફરી તે પછી તવબહ કરી લે અને પોતાની કરણીને સુધારી લે તો અલ્લાહુ ઘણો માફ કરનાર અને અતિ મહેરબાન છે.

અલ્લાહુ પાકની શાને રહમત પર કુરબાન ! તેણે તવબહનો દરવાજો ઉઘાડીને અમારા જેવા ગુનેહગારોનો મસઅલો સહેલો કરી દીધો. નહિ તો અમારૂં કયાં ઠેકાણું હતું ?

આ આયતોના પછી રસૂલુલ્લાહ (સલ.)ની થોડીક હદીસો પણ સાંભળી લો. મુસ્લિમ શરીફમાં એક લાંબી હદીસે કુદસી છે, તેનો એક ટુકડો આ છે કે :—

અલ્લાહ તઆલા ફરમાવે છે કે ઓ મારા બંદા ! તમે રાત દિવસ કસૂરો કરો છો અને હું બધા જ ગુનાહ માફ કરી શકું છું જેથી તમે મારી કને માફી અને બક્ષિશ માગો તો હું તમને માફ કરી દઇશ.

એક હદીસમાં છે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે :—

અલ્લાહ તઆલા દરેક રાત્રે પોતાની રહમત અને બક્ષિશનો હાથ લંબાવે છે કે દિવસના ગુનેહગાર તવબહ કરી લે તેમજ દરેક દિવસે હાથ લંબાવે છે કે રાતના ગુનાહ કરવાવાળા તવબહ કરી લે અને અલ્લાહનો આ મામલો તે વખત સુધી જારી રહેશે, જયાં સુધી કે કિયામતના લગભગ સૂર્ય પશ્ચિમથી નીકળે.

એક હદીસમાં છે હુઝૂર (સલ.)એ બયાન ફરમાવ્યું કે:—

અલ્લાહના એક બંદાએ કોઇ ગુનોહ કર્યો. ફરી અલ્લાહને અરજ કરી, ઓ મારા પરવરદિગાર ! મેં ગુનોહ કરી લીધો તું મને માફ કરી દે. ત્યારે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું. મારો બંદો જાણે છે કે એનો કોઇ માલિક પણ છે જે ગુનાહો પર પકડી પણ શકે છે અને માફી પણ આપી શકે છે તો મેં પોતાના આ બંદાનો ગુનોહ માફ કરી દીધો. ફરી જયાં સુધી અલ્લાહે ચાહ્યું તે ગુનાહથી અળગો રહ્યો અને ફરી પાછો કોઇ વખત ગુનોહ કરી બેઠો અને પછી અલ્લાહને અરજ કરી મારા માલિક ! મારાથી ગુનોહ થઈ ગયો તું તેને બક્ષી દે. ત્યારે અલ્લાહ તઆલાએ ફરી ફરમાવ્યું, મારો બંદો જાણે છે કે એનો કોઈ માલિક છે જે ગુનાહ, કસૂર માફ પણ કરે છે અને પકડી પણ શકે છે. મેં પોતાના બંદાનો ગુનોહ માફ કરી દીધો. ફરી અલ્લાહે ચાહ્યું ત્યાં સુધી તે થોભી રહ્યો અને કોઇ વખતે પાછો કોઈ ગુનોહ કરી પાડયો અને પાછી અલ્લાહને અરજ કરી ઓ મારા મૌલા ! મારાથી બીજો ગુનોહ થઈ ગયો, તું મને માફ કરી દે. ત્યારે અલ્લાહ તઆલાએ ફરીથી ફરમાવ્યું, મારા બંદાને ખાત્રી કે એનો કોઈ મૌલા અને માલિક છે જે ગુનાહને માફ પણ કરી શકે છે અને શિક્ષા પણ આપી શકે છે. મેં પોતાના બંદાને બક્ષી દીધો તે ચાહે તેવું કરે.

એક હદીસમાં છે હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે :—

ગુનાહથી તવબહ કરવાવાળા તદ્દન તે માણસના જેવા જ થઇ જાય છે જેણે તે ગુનોહ કર્યો જ ન હોય.

આ હદીસોમાં અલ્લાહની શાને મગફિરત અને તેની રહમતનું બયાન છે. એવી હદીસોને સાંભળી ગુનાહો પર દિલેર થવું એટલે તવબહ અને મગફિરતના ભરોસે વધુ ગુનાહ કરતા થઈ જવું મુમિનનું કામ નથી મગફિરત

અને રહમતની આ આયતો અને હદીસોના વિવેચનથી તો અલ્લાહની મુહબ્બત વધવી જોઇએ અને એનાથી સબક લેવો જોઇએ કે એવા કૃપાળુ અને માયાળુ માલિકની નાફરમાની તો અતિશય કમીનાપણું છે. જરા વિચારો, અગર કોઈ નોકરનો શેઠ તેની સાથે ઘણુંજ માયાળુ અને ઉપકારવાળું વર્તન કરે તો શું તે નોકરને વધુ નિડરપણે તેની નાફરમાની કરવી જોઇએ ?

અસલમાં આ આયતો અને હદીસોનો હેતુ તો માત્ર એજ છે કે કોઈ મુમિન બંદાથી કદાચ ગુનાહ થઈ જાય તો તે અલ્લાહની રહમતથી નિરાશ ન થઈ બેસે. બલ્કે તવબહ કરીને તે ગુનાહના ડાઘને ધોઇ નાખે. અને અલ્લાહ કને માફી માગે. અલ્લાહ તઆલા પોતાની માયાથી તેને માફ કરી દેશે અને નારાઝી તેમ ગુસ્સાના બદલે અલ્લાહ તઆલા તેનાથી વધારે ખુશ થશે.

એક હદીસમાં છે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું :—

બંદો જ્યારે ગુનાહના પછી અલ્લાહ તઆલાની તરફ રજુ થાય છે. અને સાચા દિલથી તવબહ કરે છે તો અલ્લાહ તઆલા તેની તવબહથી એવા માણુસ કરતાં પણ વધારે ખુશ થાય છે, જેની સવારીનું જાનવર કોઈ રણ જેવા મેદાનમાં તેનાથી છુટીને નાસી જાય. અને તેના જ ઉપર તેના ખાવા પીવાનો સામાન પણ લાદેલો હોય. પછી તે તેનાથી તદ્દન નિરાશ થઇને મોતની રાહ જોતાં કોઈ ઝાડની છાયા તળે સુઈ જાય અને પછી તેજ હાલતમાં ઓચિંતો જુએ કે તેનું તેજ જાનવર પોતાના બધા સરસામાન સહિત ઉભું છે અને તે તેને પકડી લે. અને પછી અપાર આનંદમાં તેના મ્હોંથી નીકળી જાય કે ઓ અલ્લાહ ! બસ તું મારો

બંદો અને હું તારો રબ છું. ( તો હુઝૂર (સલ.) ફરમાવે છે કે જેટલી ખુશી તે માણસને પોતાની સવારીનું જાનવર પાછું મળવાથી થશે, તેથી પણ વધુ ખુશી ખુદાપાકને પોતાના ગુનેહગાર બંદાની તવબહુથી થાય છે. )

આ આયતો અને હદીસો જાણી લેવા પછી પણ જે માણસ ગુનાહોથી તવબહ કરીને અલ્લાહની રઝામંદી અને રહેમત ન મેળવી લે તે તો ખરેખર ઘણો જ અભાગીઓ અને મોટો કમનસીબ છે.

ઘણા લોકો એવા ખિયાલથી તવબહમાં ઉતાવળ કરતા નથી કે હમણાં શું છે? હાલ તો અમે તંદુરૂસ્ત છીએ. મરણથી પહેલાં પહેલાં કોઈક વખત તવબહ કરી લઈશું.

ભાઇઓ! અમારા તમારા શત્રુ શૈતાનનો આ ઘણો જ મોટો ધોકો છે. તે પોતે જેવી રીતે અલ્લાહની રહમતથી દૂર અને દોઝખી થઈ ગયો, તેવી જ રીતે તે અમને પણ પોતાની સાથે રાખવા મથે છે. કોઇને ખબર નથી કે તેની મૌત કયારે આવશે? માટે પ્રત્યેક દિવસને એમજ સમજો કે કદાચ આજનો દિવસજ અમારી ઝિંદગીનો છેલ્લો દિવસ હોય તેથીજ જ્યારે કોઈ ગુનોહ થઈ જાય તો ઘણો જ ઉતાવળે તેનાથી તવબહ કરી લેવુંજ અકલમંદી છે. કુર્આન શરીફમાં સ્પષ્ટ ફરમાવી દેવામાં આવ્યું છે :—

**ઈન્નમત્તવબતુ અલલ્લાહિ લિલ્લઝીન યઅમલૂનસ્સૂઅ બિજહાલતિન સુમ્મ યતૂબૂન મિન કરીબિન ફઉલાઇક યતૂબુલ્લાહુ અલૈહિમ વ કાનલ્લાહુ અલીમન હકીમા. વ લૈસતિત્તવબતુ લિલ્લઝીન યઅમલૂનસ સૈયેઆત, હત્તા ઈઝા હદર અહદહુમુલ મવતુ કાલ ઈન્ની તુબ્તુલ**

**આન વલ્લઝીન યમૂતૂન વ હુમ કુફ્ફાર, ઉલાઇક અઅતદના લહુમ અઝાબન અલીમા.**

(પા. ૪ સૂ. નિઆસ)

અર્થાત્—બસ એવા લોકોની તવબહ કબૂલ કરવું અલ્લાહને શિર છે જેઓ નાદાનીથી ગુનોહ કરી બેસે છે. અને ફરી સવેળા તવબહ કરી લે છે, અલ્લાહ તેમને માફ કરી દે છે અને તેમની તવબહ કબૂલ કરી લે છે, અને અલ્લાહ સંઘળું જાણવાવાળો, હિકમતવાળો છે. અને તે લોકોની કંઇ તવબહજ નથી જેઓ (બેપરવાઇથી) ગુનાહ કર્યે જ જાય છે એટલા સુધી કે જ્યારે તેઓમાંથી કોઇની સ્હામે સંપૂર્ણ મૌન આવી જાય છે ત્યારે તે કહે છે હવે મેં તવબહ કરી (તો એવાઓની તવબહ કબૂલ નથી) અને ન એવા લોકોની તવબહ કબૂલ થશે જેઓ કુફ્રની હાલતમાં મરે છે, એ બધાઓ માટે અમે દુઃખદાયક અઝાબ તૈયાર કર્યો છે.

ત્યારે જે શ્વાસ બાકી છે તેનેજ અમે ગનીમત સમજીએ અને તવબહ કરવામાં તેમ પોતાની હાલત દુરૂસ્ત કરવામાં તદ્દન વિલંબ ન કરીએ. ખબર નથી કે મૌત ક્યા ટાઇમે માથે આવી લાગે અને તે વેળા અમને એ તવબહની તવફીક પણ મળે અથવા ન મળે.

ભાઇઓ ! અમે અને તમે પોતાની ઝિંદગીમાં સેંકડો જણને મરતાં જોયા છે, અને અમારો, તમારો સામાન્ય અનુભવ એજ છે કે જે કોઇ જે સ્થિતિમાં જીવન ગાળે છે તેજ સ્થિતિમાં મરે છે. એટલે એવું નથી થતું કે એક માણસ આખી ઝિંદગી તો અલ્લાહથી ગાફિલ રહે. તેની નાફરમાનીઓ કરતો રહે, પરંતુ મરણથી એક બે દિવસ અગાઉ તે એકદમ તવબહ કરીને વલી થઇ જાય. નથી જ

માણસ ચાહે છે કે તે નેકીની હાલતમાં મરે. તો તેને જરૂરી છે કે તે ઝિંદગી દરમ્યાન નેક બની જાય. અલ્લાહના ફઝલથી આશા છે કે તેનો ખાતેમહ જરૂર સારો થશે. અને કિયામતમાં નેકોની સાથે તેનો હશર હશે.

## તવબહ સંબંધી એક જરૂરી વાત

બંદો અગર કોઇ ગુનાહથી તવબહ કરી લે અને ફરી તેનાથી તેજ ગુનોહ થઈ જાય તો પણ અલ્લાહની રહમતથી કદી પણ નિરાશ ન થાય. બલ્કે ફરીથી તવબહ કરી લે. અને જો પછી તૂટી જાય તો ફરીથી પણ તવબહ કરી લો. એ રીતે અગર સેંકડો હઝારો વખત પણ તેની તવબહ તૂટતી રહે તો પણ નાઉમેદ ન થાય. જ્યારે પણ તે સાચા દિલથી તવબહ કરશે, અલ્લાહ તઆલાનો વાયદો છે કે તે તેની તવબહ કબૂલ કરી લેશે અને તેને માફ કરતા રહેશે. અલ્લાહની રહમત અને જન્નત અતિશય વિશાળ છે.

તવબહ અને ઇસ્તિગફારના શબ્દો :—

તવબહ અને ઇસ્તિગફારની જે હકીકત ઉપર બયાન કરવામાં આવી છે તેનાથીજ તમે એટલું તો સમજી લીધું હશે કે બંદો જે ભાષામાં અને જે શબ્દોમાં પણ અલ્લાહથી તવબહ કરે અને માફી ચાહે અલ્લાહ તઆલા તેને સાંભળવાવાળો અને કબૂલ કરવાવાળો છે. પરંતુ રસૂલુલ્લાહ (સલ.)એ બુઝુર્ગ સહાબીઓને તવબહ અને ઇસ્તિગફારના અમૂક ખાસ ખાસ શબ્દો પણ શીખવ્યા હતા અને હુઝૂર (સલ.) પોતે પણ તેમને પઢતા હતા, તે શબ્દો નિઃસંદેહ ખરેખર ઘણાજ બરકતવાળા અને બહુજ કબૂલ થવા પાત્ર અને અલ્લાહને અતિશય વહાલા છે. તે પૈકી થોડાક અમે અત્રે પણ લખીએ છીએ. તમે તેને યાદ કરી લો અને તે વડે તવબહ અને ઇસ્તિગફાર કરતા રહો.

**(૧) અસતગફિરૂલ્લાહલ્લઝી લા ઇલાહ ઈલ્લા હુવલ હૈયુલ કૈયૂમ વ અતૂબુ ઇલૈહ.**

અર્થાત–હું માફી અને બક્ષિશ માગું છું તે અલ્લાહ કને, જેના સિવાય કોઈ મઅબૂદ નથી, તે હૈ અને કૈયૂમ દે, અને હું તેના તરફ તવબહ કરૂં છું.

હદીસ શરીફમાં છે કે :—

જે માણસ અલ્લાહથી આ કલેમહ વડે તવ્બહ અને ઇસ્તિગફાર કરશે, અલ્લાહ તઆલા તેના ગુનાહ માફ કરી દેશે. ભલેને તેણે જિહાદના મેદાનમાંથી નાસવાનો ગુનોહ કર્યો હોય, જે અલ્લાહના નજીક અતિશય મહાન ગુનોહ છે.

અને એક બીજી હદીસમાં છે કે :—

જે માણસ રાત્રે સુતી વેળા ત્રણ વખત આ કલેમહ વડે અલ્લાહથી તવબહ અને ઇસ્તિગફાર કરે તો અલ્લાહ તઆલા તેના બધા ગુનાહ માફ કરી દેશે, ભલેને તે સમૂદ્રના ફીણ બરાબર કેમ ન હોય !

(૨) હુઝૂર (સલ.) કદી કદી ફકત અસ્તગફિરૂલ્લાહ ( હું અલ્લાહથી માફી ચાહું છું ) અસ્તગફિરૂલ્લાહ ( હું અલ્લાહથી બક્ષિશ માગું છું ) પણ પઢયા કરતા હતા. આ ઘણો જ ટુંકો ઇસ્તિગફાર છે. એના દરેક વખત જીભ પર ચાલુ રહેવાની ટેવ પાડી લેવી જોઇએ.

**(૩) સૈયેદુલ ઇસ્તિગફાર.**

હદીસ શરીફમાં છે રસૂલુલ્લાહ (સલ.)એ ફરમાવ્યું કે સૈયેદુલ ઇસ્તિગફાર આ છે.

**અલ્લાહુમ્મ અન્ત રબ્બી લા ઈલાહ ઈલ્લા અન્ત ખલકતની વ અના અબ્દુક વ અના અલા અહદિક**

**વ વઅ્દિક મસતતઅતુ અઉઝુ બિક મિન શરિં મા સનઅતુ અબૂઉ લક બિનિઅમતિક અલૈય વ અબૂઉ બિઝમ્બી ફગફિરલી ઇન્નહુ લા યગફિરૂઝઝુનૂબ ઇલ્લા અન્ત.**

અર્થાત–ઓ અલ્લાહ ! તું મારા પરવરદિગાર છે. તારા સિવાય કોઈ મઅબૂદ નથી. તેં મને પેદા કર્યો છે અને હું તારા બંદા છું. અને જ્યાં સુધી મારાથી બની શકયું તારા કરાર અને વાયદા પર કાયમ છું. મેં જે ખોટાં કામ કર્યાં છે તેની બુરાઈથી તારી પનાહ માગું છું મારા ઉપર તારા જે ઉપકારો છે તેનો મને ઈકરાર છે તેમ પોતાના ગુનાહને પણ કબૂલ કરૂં છું જેથી તું મને બક્ષી દે, તારા સિવાય કોઈ પણ ગુનાહોની માફી આપતો નથી.

હુઝૂર (સલ.)એ ફરમાવ્યું કે :—

જે બંદા આ કલેમહ વડે એના મઝમૂનને લક્ષ અને યકીનપૂર્વક દિવસમાં અલ્લાહ તઆલાથી ઇસ્તિગફાર કરે અને તે દિવસે રાત શુરૂઅ થવાથી પહેલાં મરણ પામે તો તે જન્નતમાં જશે અને જે બંદા એવી જ રીતે એ કલેમહના મઝમૂનને લક્ષ અને યકીનપૂર્વક રાતે આ કલેમહ વડે અલ્લાહથી પોતાના ગુનાહોની માફી ચાહે અને સવાર થતા પહેલાં તેજ રાતે મરણ પામે તો તે જન્નતી થશે.

અત્રે ઇસ્તિગફારના આ ત્રણ કલેમહ નકલ કરવામાં આવ્યા છે, એમને યાદ કરી લેવું કંઈજ મુશકિલ નથી.

હદીસ શરીફમાં છે કે :—

ખુશ ખબરી અને મુબારકબાદી છે તે આદમીને જેના આમાલનામામાં ઇસ્તિગફાર વિશેષ લખાએલો હોય.



# ખાતિમહ

## અલ્લાહની રઝામંદી અને જન્નત મેળવવાનો સામાન્ય કોર્ષ

આ નાનકડી કિતાબના વીસ સબકોમાં જે કંઈ આવી ગયું છે તેના ઉપર અમલ કરવું અલ્લાહની રઝામંદી અને જન્નત મેળવવા માટે ઈનશા અલ્લાહ તદ્દન બસ છે. છેવટમાં યોગ્ય જણાય છે કે થોડીક સતરોમાં એનો સત્વ અને સાર અરજ કરી દેવામાં આવે.

ઈસ્લામનું સૌથી પ્રાથમિક શિક્ષણ અને અલ્લાહની રઝામંદી તથા જન્નત મેળવવાની સૌથી પહેલી શરત આ છે કે કલેમહ "લા ઇલાહ ઈલ્લલ્લાહ મુહમ્મદુર રસૂલુલ્લાહ" પર માણસ ઈમાન લાવે (જેનું વિગત વાર વર્ણન પહેલા સબકમાં કરવામાં આવ્યું છે) પછી જરૂર મુજબ દીનના હુકમો જાણવા અને શીખવાની ફિકર કરે. પછી કોશિષ કરે કે અલ્લાહના ફર્ઝો અને બંદાઓના હક્કો તથા અદબ અને સદાચારના બારામાં ઇસ્લામનું જે શિક્ષણ અને અલ્લાહ તઆલાના જે હુકમો છે (જેનું વિગતવાર વર્ણન પાછળના સબકોમાં કરવામાં આવ્યું છે) તેનું પાલન થાય અને જ્યારે પણ કોઇ ભૂલચૂક અને નાફરમાની થઈ જાય તો સાચા દિલથી અલ્લાહ કને તવબહ કરે અને માફી માગે અને ભવિષ્યના માટે પોતાની સુધારણાની કોશિષ કરે. અને જો કોઇ બંદાની કસૂર થઈ જાય અને તેના ઉપર કંઈ

અત્યાચાર થઈ જાય તો તેની પાસે માફી માગે અથવા તેનો બદલો આપીને હિસાબ પતાવી લે.

એવીજ રીતે કોશિશ કરે કે દુન્યાની પ્રત્યેક વસ્તુ કરતાં અલ્લાહની અને અલ્લાહના રસૂલની તથા તેના દીનની મુહબ્બત અધિક હોય અને દરેક હાલતમાં પુરી મઝબૂતી સાથે દીન પર કાયમ રહે તેમ દીનની દઅવત અને ખિદમતમાં જરૂર કંઈક ભાગ લે. આ ઘણીજ મોટી નેકબખ્તી અને અંબિયા (અલૈહેમુસ્સલામ)નો ખાસ વારસો છે. અને ખાસ રીતે આ ઝમાનામાં એનો દરજ્જો બીજી નફ્લી ઇબાદતોથી અનેક ગણો વધારે છે. અને તેની બરકતથી ખુદ પોતાનો સંબંધ પણ દીનની સાથે તેમજ અલ્લાહ અને રસૂલની સાથે વધી જાય છે.

નફ્લોમાં અગર બની શકે તો તહજ્જુદની ટેવ પાડવાની કોશિષ કરે. એની અપાર બરકતો છે.

તમામ ગુનાહોથી ખાસ કરીને કબીરહ ગુનાહોથી સદા બચતો રહે. જેમકે વ્યભિચાર, ચોરી, જૂઠ, દારૂ પીવું વગેરે.

દરરોજ કંઇક ઝિક્રનો પણ મઅમૂલ કરી લે. અગર વધુ ફુરસદ મળતી ન હોય તો ઓછામાં ઓછું એટલું જ કરે કે સવાર સાંજ સો સો વખત કલેમએ તમજીદ (સુબ્હાનલ્લાહ વલહમ્દુલિલ્લાહ વલા ઇલાહ ઇલ્લલ્લાહુ વલ્લાહુ અકબર) અથવા ફકત સુબ્હાનલ્લાહિ વ બિહમ્દિહી અને ઇસ્તિગફાર (અસ્તગ઼ફિરુલ્લાહલ્લઝી, લા ઇલાહ ઇલ્લા હુવલ હૈયુલ

કૈયૂમ અથવા ફકત અસ્તગફિરૂલ્લાહ અસ્તગફિરૂલ્લાહ) તથા દરૂદ શરીફ (દરૂદે ઈબ્રાહીમી અથવા ટુંકાણમાં દરૂદ શરીફ અલ્લાહુમ્મ સલ્લિ અલા સૈયિદિના મુહમ્મદિનિન નબીયિલ ઉમ્મીયિ વ આલિહી) સો સો વખત પઢી લે.

થોડોક મઅમૂલ કુર્આન શરીફની તિલાવતનો પણ નકકી કરી લે. અને પુરા અદબ અને મહત્તાને લક્ષમાં રાખવા સાથે પઢયા કરે. દરેક ફર્ઝ નમાઝના પછી અને સુતી વખતે તસ્બીહાતે ફાતિમહ (સુબ્હાનલ્લાહ ૩૩ વખત, અલહમ્દુ લિલ્લાહ ૩૩ વખત, અલ્લાહુ અકબર ૩૪ વખત) પઢયા કરે.

જે લોકો એથી વધુ કરવા ચાહે તેઓ અલ્લાહના કોઈ એવા બંદાથી મશવરો કરી લે જે એના લાયક હોય. અને છેલ્લી વાત આ બારામાં આ છે કે અલ્લાહના નેક બંદાઓથી સંબંધ અને મુહબ્બત તથા તેઓની સોબત આ માર્ગમાં અકસીર છે. અગર એ મળી જાય તો બાકીની વસ્તુઓ પોતાની મેળેજ પેદા થઇ જાય છે. અલ્લાહ તઆલા તવફીક આપે.

શવ હમદમે પરવાના તા સોખતન આમોઝી,
બા સે ખ્તગાં બિનશીં શાયદ કે તૂ હમ સોઝી.

અર્થાત–પતંગાનો સોબતી થઇ જા કે જેથી તું પણ બળવાનું શીખી લઇશ. (ઈશ્કે ખુદામાં) બળેલાઓની સાથે બેસે કે કદાચ તું પણ બળવા લાગે.



# દરરોજ પઢવા લાયક કુર્આન અને હદીસની ચાલીસ દુઆઓ

આ તેજ ચાલીસ દુઆઓ છે જેમનો વાયદો અઢારમા સબક (દુઆ)ની આખરીમાં કરવામાં આવ્યો હતો—કર્તા.

**(૧) અલહમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન, અર્રહમાનિર રહીમ, માલિકી યવમિદ્દીન, ઈયાક નઅબુદુ વ ઇયાક નસ્તઈન, ઈહદિનસ સિરાતલ મુસ્તકીમ, સિરાતલ્લઝીન અનઅમ્ત અલૈહિમ ગૈરિલ મગ્દૂબિ અલૈહિમ વલદ દાલ્લીન. આમીન.**

અર્થાત–સઘળાં વખાણ અલ્લાહનાજ માટે છે. જે સઘળા જહાનોનો પરવરદિગાર છે. ઘણો જ દયાળુ અને મોટો મહેરબાન છે. કિયામતના દિવસનો માલિક છે. ઓ અલ્લાહ! અમે તારીજ બંદગી કરીએ છીએ અને તારી કનેજ મદદ માગીએ છીએ. તું અમને સીધા માર્ગે ચલાવ. તે લોકોનો માર્ગ જેમના ઉપર તેં ઇનામ કર્યો, ન કે તે લોકોનો (માર્ગ) જેઓ પર તારો ગઝબ થયો અને ન તે લોકોનો જેઓ ગુમરાહ થયા. ઓ ખુદાવંદ! અમારી આ દુઆ કબૂલ ફરમાવ.

**(૨) રબ્બના આતિના ફિદ દુન્યા હસનતંવ વફિલ આખેરતિ હસનતંવ વકિના અઝાબન્નાર.**

અર્થાત–ઓ અમારા પરવરદિગાર! અમને દુન્યામાં પણ ભલાઈ આપ, અને આખેરતમાં પણ ભલાઈ આપ. અને દોઝખના અઝાબથી અમને બચાવ.

**(૩) રબ્બના ઈન્નના આમન્ના ફગફિર લના ઝુનૂબના વકિના અઝાબન્નાર.**

અર્થાત–એ ખુદાવંદ ! અમે ઇમાન લાવ્યા, તો તું અમારા બધા ગુનાહ બક્ષી દે, અને દોઝખના અઝાબથી અમને બચાવી લે.

**(૪) રબ્બનગફિર લના ઝુનૂબના વ ઈસરાફના ફી અમરિના વ સબ્બિત અકદામના વનસુરના અલલ કૌમિલ કાફિરીન.**

અર્થાત–એ અમારા રબ ! અમારા ગુનાહ માફ કરી દે, અને અમારાથી અમારા કામોમાં જે વધુ પડતી બાબતો અને ભૂલો થઈ તે પણ માફ કર, અને હક પર અમારા કદમ જમાવી દે, અને કુફ્ર કરનારાઓના મુકાબલામાં અમારી મદદ કર.

**(૫) રબ્બના ઈન્નના સમિઅના મુનાદિયં યુનાદી લિલઈમાની અન આમિનૂ બિરબ્બિકુમ ફઆમન્ના રબ્બના ફગફિર લના ઝુનૂબના વ કફ્ફિર અન્ના સૈયિઆતિના વ તવફ્ફના મઅલ અબરાર. રબ્બના વ આતિના મા વઅત્તના અલા રૂસૂલિક વલા તુખઝિના યવમલ કિયામહ, ઈન્નક લા તુખલિફુલ મીઆદ.**

અર્થાત–એ અમારા પરવરદિગાર ! અમે એક પોકારનારને ઈમાનનું આમંત્રણ આપતાં સાંભળ્યો ( કે લોકો ! પોતાના પરવરદિગાર પર ઈમાન લાવો ) તો અમે ઇમાન લઇ આવ્યા, તેથી એ અમારા રબ્બ ! અમારા ગુનાહ બક્ષી દે, અને અમારી બુરાઇઓને દૂર કરી દે, અને પોતાના નેક બંદાઓની

સાથે અમારો ખાતમો કર, ખુદાવંદા ! અમને તે બધું જ અર્પણ કર જેનો તેં પોતાના રસૂલો મારફતે અમારાથી વાયદો કર્યો છે, અને કિયામતના દિવસે અમને ફજેત ન કરજો, તું વાયદા વિરૂદ્ધ કરતો નથી.

**(૬) રબ્બના ઝલમના અનફુસના વઇલ્લમ તગફિર લના વ તરહમના લનકુનન્ના મિનલખાસિરીન.**

અર્થાત–ઓ અમારા પરવરદિગાર ! તારી નાફરમાનીઓ કરીને અમે પોતાના ઉપર ઘણોજ ઝુલમ કર્યો છે, અને જો તેં અમને માફ ન કર્યા અને અમારા ઉપર દયા ન કરી તો અમે નામુરાદ અને બરબાદ જ થઈ જઇશું.

**(૭) રબ્બના લા તજઅલના ફિતનતલ લિલકવમિઝ ઝાલિમીન વ નજજિના બિરહમતિક મિનલ કવમિલ કાફિરીન.**

અર્થાત–ઓ અમારા રબ્બ ! તું અમને ઝાલિમ કવમના અત્યાચારો માટે મધ્યબિંદુ–કેન્દ્ર રૂપ ન બનાવ, અને પોતાની રહમતના પ્રતાપે અમને કાફિર કવમના ઝુલમથી છુટકારો આપ.

**(૮) ફાતિરસ સમાવાતિ વલઅર્દિ અન્ત વલીયી ફિદ દુન્યા વલઆખિરહ, તવફફની મુસ્લિમાંવ વ અલહિકની બિસ્સાલિહીન.**

અર્થાત–હે આકાશો અને ધરતીના ઉત્પન્ન કર્તા ! દુન્યા તેમ આખેરતમાં તું જ અમારો વલી (કાર્યસાધક બેલી) છે. ઇસ્લામ પર મને મૌત આપ, અને પોતાના નેક બંદાઓ સાથે મને શામિલ કરી દે.

**(૯) રબ્બિજઅલની મુકીમસ્સલાતિ વમિન ઝુર્રીયતિ, રબ્બના વ તકબ્બલ દુઆઅ. રબ્બનગફિરલી વલિવાલિદૈય વલિલમુઅમિનીન યવમ યકૂમુલ હિસાબ.**

અર્થાત–મારા પરવરદિગાર ! મને તેમ મારા પરિવારને નમાઝ કાયમ કરનારા બનાવી દે, એ ખુદા ! મારી દુઆ કબૂલ કર. મારા માલિક ! મને તેમ મારા માતાપિતાને તથા સર્વે ઈમાનવાળાઓને બક્ષી દેજો, જે દિવસે કે હિસાબ થાય.

**(૧૦) રબ્બિરહમહુમા કમા રબ્બયાની સગીરા.**

અર્થાત–મારા પરવરદિગાર ! મારા માબાપ પર દયા કર, જે પ્રમાણે કે તેમણે મને વહાલથી ઉછેર્યો, જ્યારે કે હું નાનો બાળક હતો.

**(૧૧) રબ્બિ ઝિદની ઇલ્મા.**

અર્થાત–ખુદાવંદા ! મારા ઇલમમાં વૃદ્ધિ અને બરકત આપ.

**(૧૨) રબ્બિગફિર વરહમ વ અન્ત ખૈરૂર રાહિમીન.**

અર્થાત–પરવરદિગાર ! બક્ષી દે અને રહમ કર, તું સૌથી સારો રહમકર્તા છે.

**(૧૩) રબ્બિ અવઝિઅની અન અશકુર નિઅમતકલ્લતી અનઅમ્ત અલૈય વ અલા વાલિદૈય વ અન અઅમલ સાલિહન તરદાહુ વ અસલિહલી ફી ઝુર્રીયતી ઈન્ની તુબ્તુ ઇલૈક વ ઇન્ની મિનલ મુસ્લિમીન.**

અર્થાત–મારા રબ્બ ! મારા ભાગ્યમાં કરી દે કે જે ને'મતો તેં મારા ઉપર તથા મારા માબાપ ઉપર કરી છે

તેનો હું શુક્ર અદા કરૂં અને એવી કરણી કરૂં જેથી તું રાજી થાય અને મારા માટે મારી અવલાદમાં પણ સદાચાર અને નેકી આપ મેં તારા તરફ તવબહ કરી, અને હું તારા ફરમાંબરદારોમાંથી છું.

**(૧૪) રબ્બનગફિર લના વલિઇખવાનિનલ્લઝીન સબકૂના બિલઈમાન વલા તજઅલ ફી કુલૂબિના ગિલ્લલ લિલ્લઝીન આમનૂ રબ્બના ઈન્નક રઊફુર રહીમ.**

અર્થાત–ખુદાવંદા! અમને બક્ષી દે, અને અમારા તે ભાઇઓને પણ માફ કરી દે જેઓ ઈમાન સહિત અમારામાંથી પહેલાં ચાલ્યા ગયા. અને અમારા દિલોને ઈમાનવાળાઓના કીના કપટથી પાક સાફ રાખ, ખુદાવંદા! તું ઘણો જ મહેરબાન અને મોટી રહમતવાળો છે.

**(૧૫) રબ્બના અતમિમ લના નૂરના વગફિર લના ઈન્નક અલા કુલ્લિ શૈઈન કદીર.**

અર્થાત–ઓ પરવરદિગાર! અમારા માટે અમારૂં નૂર પૂર્ણ કરી દે. અને અમને બક્ષી દે. તું સર્વ કાંઇ શકિત ધરાવે છે.

**(૧૬) યા હૈયુ યા કૈયૂમ બિરહમતિક અસ્તગીસુ અસલિહલી શાની કુલ્લહુ.**

અર્થાત–ઓ સદા અમર રહેનાર અને સૌને થોભાવી રાખનાર! બસ તારી રહમતથી જ ફરીઆદ છે. તું મારો સઘળો હાલ દુરૂસ્ત કરી દે.

**(૧૭) અલ્લાહુમ્મ અસલિહ લી દીનિયલ્લઝી હુવ ઈસ્મતુ અમ્રી વ અસલિહ લી દુન્યાયલ્લતી ફીહા**

**મઆશી વ અસલિહ લી આખેરતિયલ્લતી ફીહા મઆદી વજઅલિલ હયાત ઝિયાદતલ્લી ફી કુલ્લે ખૈરિંવ વજઅલિલ મૌત રાહતલ્લી મિન કુલ્લિ શરરિન.**

અર્થાત–ઓ અલ્લાહ ! મારૂં દીન દુરૂસ્ત કરી દે જેના વડે મારૂં સૌ કંઈ છે અને મારી દુન્યા દુરૂસ્ત કરી દે જેમાં મારા જીવનનું સાધન છે. અને મારી આખેરત દુરૂસ્ત કરી દે જ્યાં મારે પાછા જવાનું અને સદા રહેવાનું છે. અને મારા જીવનને દરેક ભલાઈ અને બેહતરીમાં આગળ વધવાનું સાધન બનાવ. અને મરણને દરેક બુરાઇ તથા ખરાબીથી નજાતનું સાધન બનાવ.

**(૧૮) અલ્લાહુમ્મ ઇન્ની અસઅલુકલ અફ્વ વલ આફિયત ફ્દિ દુન્યા વલ આખેરહ.**

અર્થાત–ઓ અલ્લાહ ! હું તારી કને ગુનાહોની માફીની તેમ દુન્યામાં અને આખેરતમાં આફીયત ( સલામતી )ની માગણી કરૂં છું.

**(૧૯) અલ્લાહુમ્મ ઇન્ની અસઅલુકલ હુદા વત્તુકા વલઅફાફ વલ ગિના.**

અર્થાત–ઓ અલ્લાહ ! હું તારી કને હિદાયતની અને તકવાની તથા શરમ અને કલંકની વાતોથી બચેલા રહેવાની તેમ મોહતાજ ન રહેવાની માગણી કરૂં છું.

**(૨૦) અલ્લાહુમ્મ ઇન્ની અસઅલુકે રિઝકન તૈયિબંવ વ ઇલ્મન નાફિઅંવ વ અમલમ મુતકબ્બલા.**

અર્થાત્‌–ઓ અલ્લાહ ! હું તારી કને પવિત્ર રોઝીની, અને લાભદાયી ઇલ્મની તેમ કબૂલ થાય તેવા અમલની માગણી કરૂં છું.

**(૨૧) અલ્લાહુમ્મફતહ લના અબ્વાબ રહમતિક વ સહહિલ લના અબ્વાબ રિઝ્કિક.**

અર્થાત–ઓ અલ્લાહ ! અમારા માટે તારી રહમતના દરવાજા ખોલી દે અને રોઝીના દરવાજા અમારા માટે સહેલા કરી દે.

**(૨૨) અલ્લાહુમ્મકફિની બિહલાલિક અન હરામિક વ અગનિની બિફદલિક અમ્મન સિવાક.**

અર્થાત–ઓ અલ્લાહ ! તારી હલાલ કરેલી વસ્તુઓને મારા માટે બસ કરી આપ અને હરામથી મારૂં રક્ષણુ કર અને પોતાના ફઝલો કરમથી તારા વતરોક બધાથી મને બેનિયાઝ કરી દે.

**(૨૩) અલ્લાહુમ્મ વફ્ફિકની લિમા તુહિબ્બુ વ તરદા વજઅલ આખેરતી ખૈરમ મિનલ ઉલા.**

અર્થાત–ઓ અલ્લાહ ! તે બાબતોની મને તવફીક આપ જે તને વહાલી અને પસંદ છે, અને આખેરતને મારા માટે દુન્યાથી બેહતર બનાવ.

**(૨૪) અલ્લાહુમ્મ અલહિમની રૂશદી વ કિની શર્રે નફ્સી.**

અર્થાત–ઓ અલ્લાહ ! ભલાઈ અને સદવર્તનની વાતો મારા દિલમાં નાખ અને નફસની શરારતોથી મને બચાવી લે.

**(૨૫) અલ્લાહુમ્મ અઈન્ની અલા ઝિક્રિક વ શુક્રિક વ હુસ્નિ ઇબાદતિક.**

અર્થાત–એ અલ્લાહ ! પોતાના ઝિક્ર અને શુક્ર તથા સારી ઇબાદત પર મારી મદદ કર અને મને તારો ઝિક્ર કરનાર, શુક્ર અદા કરનાર, સારો ઇબાદત ગુઝાર બંદો બનાવી દે.

**(૨૬) યા મુકલ્લિબલ કુલૂબ સબ્બિત કલબી અલા દીનિક.**

અર્થાત–હે દિલોના ફેરવી નાખનાર ! મારા દિલને તારા દીન પર મઝબૂતીથી કાયમ રાખ.

**(૨૭) અલ્લાહુમ્મ અહયિની મુસ્લિમંવ વ અમિતની મુસ્લિમા.**

અર્થાત–ખુદાવંદા ! મને ઇસ્લામની સાથે જીવતો રાખ અને ઇસ્લામની હાલતમાં જ મને મૃત્યુ આપ.

**(૨૮) અલ્લાહુમ્મ ઇન્ની અસઅલુક હુબ્બક વ હુબ્બ મંય યુહિબ્બુક વ હુબ્બ અમલિંય યુકર્રિબુ ઇલા હુબ્બિક. અલ્લાહુમ્મજઅલ હુબ્બક અહબ્બ ઇલૈય મિન નફ્સી વ મિન અહલી વ મિનલ માઇલ બારિદ.**

અર્થાત–એ મારા અલ્લાહ ! મને તારી મુહબ્બત આપ, અને તારા જે બંદા તારી સાથે મુહબ્બત રાખે છે તેઓની મુહબ્બત આપ. એ મારા અલ્લાહ ! તારી મુહબ્બત મને પોતાના પ્રાણ અને પોતાના ઘરવાળાઓથી તેમ ઠંડા પાણીથી (સઘળી જ વસ્તુઓથી) વધુ પ્રીય બનાવી દે.

**(૨૯) અલ્લાહુમ્મ ગશશિની બિરહમતિક વ જન્નિબની અઝાબક.**

અર્થાત-એ અલ્લાહ ! મને પોતાની રહમતથી ઢાંકી લે અને પોતાના અઝાબથી બચાવી લે.

**(૩૦) અલ્લાહુમ્મ સબ્બિત કદમૈય યવમ તઝિલ્લુ ફીહિલ અકદામ.**

અર્થાત-એ મારા અલ્લાહ ! જે દિવસે લોકોના કદમ ડગમગવા લાગે તે દિવસે તું મને સાબિત કદમ રાખજો.

**(૩૧) અલ્લાહુમ્મ હાસિબની હિસાબંય યસીરા.**

અર્થાત-એ અલ્લાહ ! કિયામતના દિવસે મારો હિસાબ સહેલાઈપૂર્વક લેજો.

**(૩૨) રબ્બિગફિર લી ખતીઅતી યવમદ દીન.**

અર્થાત-એ પરવરદિગાર ! કિયામતના દિવસે મારી ભૂલ ચુકો માફ કરી દેજો.

**(૩૩) અલ્લાહુમ્મ કિની અઝાબક યવમ તબઅસુ ઈબાદક.**

અર્થાત-એ અલ્લાહ ! હશ્રના દિવસે તું મને પોતાના અઝાબથી બચાવી લેજો.

**(૩૪) અલ્લાહુમ્મ ઈન્ન મગફિરતક અવસઉ મિન ઝુનૂબી વ રહમતક અરજા ઈન્દી મિન અમલી.**

અર્થાત-એ અલ્લાહ ! તારી રહમત મારા ગુનાહોથી ઘણીજ વિશાળ છે. અને તારી રહમતનો જ મને પોતાની કરણી કરતાં વધુ આસરો છે.

**(૩૫) અલ્લાહુમ્મ ઈન્ની અસઅલુક વલજન્નત વ અઉઝુબિક મિન ગઝાબક વન**

અર્થાત-ઓ અલ્લાહ ! હું તારી કને તારી રઝામંદી અને જન્નતની માગણી કરૂં છું. તેમ તારી નારાઝી તથા દોઝખના અઝાબથી પનાહ માગું છું.

**(૩૬) અલ્લાહુમ્મ ઇન્ની અઉઝુ બિરિઝાક મિન સખતિક વબિમુઆફાતિક મિન ઉકૂબતિક વ અઉઝુ બક મિન્ક લા ઉહસી સનાઅન અલૈક અન્ત કમા અસનૈત અલા નફસિક.**

અર્થાત-ઓ અલ્લાહ ! હું તારી નારાઝીથી તારી રઝામંદી વડે પનાહ ચાહું છું. અને તારી શિક્ષાથી તારી માફીના પ્રતાપે પનાહ ચાહું છું. અને તારી પકડથી તારોજ આસરો લઉં છું. ખુદાવંદા ! હું તારા ગુણ ગાઈ શકતો નથી. બસ તું તેવોજ (સ્તુત્ય) છે જેવો કે તેંજ પોતાને બયાન કર્યો છે.

**(૩૭) અલ્લાહુમ્મગફિરલી વરહમની વતુબ અલૈય ઇન્નક અન્તત્તવ્વાબુર રહીમ.**

અર્થાત-ઓ મારા અલ્લાહ ! મને બક્ષી દે, મારા ઉપર રહમ કર, મારા ઉપર ઇનાયત કર, તું ઘણોજ ઇનાયત કરનાર અને ઘણોજ મહેરબાન છે.

**(૩૮) અલ્લાહુમ્મ અન્ત રબ્બી લા ઇલાહ ઇલ્લા અન્ત ખલકતની વ અના અબ્દુક વ અના અલા અહદિક વ વઅદિક મસ્તતઅતુ અઉઝુ બિક મિન શર્રિન, અબૂઉ લક બિનિઅમતિક અલૈય વ અબૂઉ બિઝમ્બી ફગફિર લી ઝુનૂબી ઇન્નહૂ લા યગફિરૂઝ ઝુનૂબ ઇલ્લા અન્ત.**

અર્થાત–ઓ અલ્લાહ ! તુંજ મારો પરવરદિગાર છે. તારા સિવાય કોઇ મઅબૂદ અને મૌલા નથી. તેંજ મને પેદા કર્યો, અને હું તારોજ બંદો છું. અને જ્યાં સુધી મારાથી બની શક્યું તારા અહદ અને વાયદા પર કાયમ રહ્યો. મારા માલિક અને મૌલા ! હું પોતાની બુરી કરણીઓથી તારી પનાહ ચાહું છું. હું તારી ને'મતોનો ઈકરાર કરૂં છું તેમ પોતાના ગુનાહોને પણ કબૂલું છું. ઓ અલ્લાહ ! મારા ગુનાહ માફ કરી દે, ગુનાહોને માફ કરનાર તારા સિવાય અન્ય કોઈ નથી.

**(૩૯) અલ્લાહુમ્મા ઇન્ની અઉઝુ બિક મિન શર્રિ સમ્ઇ વ મિન શર્રિ બસરી વ મિન શર્રિ લિસાની વ મિન શર્રિ કલ્બી વ મિન શર્રિ મનીયી–વ અઉઝુ બિક મિન અઝાબી જહન્નમ વ મિન અઝાબિક કબ્ર વ મિન ફિત્નતિલ મસીહિદ દજ્જાલિ વ અઉઝુ બિક મિન ફિત્નતિલ મહયા વલ મમાત.**

અર્થાત–ઓ અલ્લાહ ! હું તારી કને પનાહ માગું છું પોતાના કાનોની બુરાઇથી. અને પોતાની દ્રષ્ટિની બુરાઇથી, તેમ પોતાની જીભની બુરાઇથી, અને પોતાના દિલની બુરાઈથી, અને પોતાની વાસનાની બુરાઇથી. વળી હું તારી પનાહ માગું છું દોઝખના અઝાબથી, અને કબ્રના અઝાબથી તેમ દજ્જાલના ફિતનાથી અને તારી પનાહ લઉં છું જીવન અને મરણના બધાજ ફિતનાઓથી.

**(૪૦) અલ્લાહુમ્મ ઈન્ની અસઅલુક મિન ખૈરિ મા સઅલક મિન્ન નબીયુક મુહમ્મદુન (સલ.) વ અઉઝુ બિક મિન શર્રિ મસ્તઆઝક મિન્ન નબીયુક મુહમ્મદુન. [સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ]**

અર્થાત્—ઓ અલ્લાહ ! તારી કને તે બધીજ ભલાઇઓની માગણી કરૂં છું જેની માગણી તારાથી તારા નબી મુહમ્મદ (સલ.)એ કરી, તેમ હું તે બધીજ બુરાઇઓ અને બુરી વાતોથી તારી પનાહ ચાહું છું જેનાથી તારા નબી મુહમ્મદ (સલ.)એ પનાહ માગી છે.

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લૈત અલા ઇબ્રાહીમ વ અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ. અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા બારકતા અલા ઇબ્રાહીમ વ અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ. અલ્લાહુમ્મ અનઝિલહુલ મકઅદલ મુકર્રબ ઇન્દક યવમલ કિયામતિ વ અબલિગહુલ વસીલત વદ દરજત વલ્અસહુ મકામમ મહમૂદનિલ્લઝી વ અત્તહૂ વરઝુકના શફાઅતહૂ યવમલ કિયામતિ ઇન્નક લા ખલિફુલ મીઆદ.**

અર્થાત્—ઓ અલ્લાહ ! હઝરત મુહમ્મદ પર તથા તેમની આલ પર રહમતો નાઝિલ કર જેવી કે તેં હઝરત ઇબ્રાહીમ પર અને તેમની આલ પર નાઝિલ કરી. ઓ અલ્લાહ ! હઝરત મુહમ્મદ પર તથા તેમની આલ પર બરકતો ઉતાર જેવી કે તેં હઝરત ઇબ્રાહીમ પર અને તેમની આલ પર ઉતારી, તુંજ સઘળા વખાણોને પાત્ર બુઝુર્ગીવાળો છે. ઓ અલ્લાહ ! કિયામતના દિવસે તેમને પોતાના ખાસ નઝદીકીના મુકામમાં ઉતારજો અને વસીલહ તથા દરજહના મુકામો

સુધી તેમને પહોંચાડજો. તેમ મકામે મહમૂદ તેમને આપજો, જેનો તેમનાથી તેં વાયદો કર્યો છે. અને અમને કિયામતના દિવસે તેમની શફાઅત નસીબ કરજો. ખુદાવંદા ! તારો વાયદો ખોટો હોતો નથી.

<u>અલ્લાહના જે બંદા</u>

આ કિતાબથી લાભ ઉઠાવે અને કદી આ દુઆઓ પઢે તેઓથી આ ગુનેહગારની ઘણી નમ્રતાપૂર્વક દરખાસ્ત છે કે તેઓ છેવટમાં આ શબ્દો પણ કહ્યા કરે કે :—

એ અલ્લાહ ! આ કિતાબના લેખક મુહમ્મદ મનઝૂર નુઅમાની અને તેના માબાપ તથા ઘરવાળાઓ માટે તેમજ તેના ઉપકારીઓ અને દોસ્તો માટે મગફિરત અને રહમતનો ફેસલો કરી દે અને આ બધી દુઆઓ તેઓના હકમાં પણ કબૂલ કરી લે.

એથી આ આજિઝ પર આપનો ઘણો મોટો ઉપકાર થશે. અને ખુદાપાક આપને એ ઉપકારનો મહાન સવાબ આપશે. તેમ આ આજિઝ પણ અલ્લાહ તઆલાથી આપના માટે દુઆ કરશે.

બંદએ આજિઝો આસી મુહમ્મદ મનઝૂર નુઅમાની.

રજબ ૧૩૬૯ હિ.



# ખાસ વખતોની ખાસ દુઆઓ.

હુઝૂર (સલ.)એ ઘણીખરી દુઆઓ ખાસ ટાઇમો અને ખાસ મોકાઓના માટે પણ શીખવી છે, તેમાંથી થોડીક જે સહેલી અને દરરોજ ઉપયોગી છે તે અત્રે ટાંકવામાં આવે છે. ખુદાપાક તવફીક આપે તો તેમને યાદ કરી લેવી જોઇએ. અને મોકા પર પઢવાની ટેવ પાડવી જોઇએ.

(૧) જ્યારે સવાર થાય તો કહે :—

**અલ્લાહુમ્મ બિક અસ્બહના વ બિક અમસૈના વ બિક નહયા વ બિક નમૂતો વ ઇલૈકલ મસીર.**

અર્થાત–ઓ અલ્લાહ ! તારા હુકમથી અમે સવાર કરી અને તારા હુકમથી જ સાંજ કરી અને તારા હુકમથી જ જીવતા છીએ અને તારા હુકમથી મરીશું અને તારાજ તરફ અમારે પાછા ફરવાનું છે.

(૨) એવીજ રીતે જ્યારે સાંજ પડે ત્યારે કહે :—

**અલ્લાહુમ્મ બિક અમસૈના વ બિક અસ્બહના વ બિક નહયા વ બિક નમૂતો વ ઇલૈકન નુશૂર.**

અર્થાત–ઓ અલ્લાહ ! તારા હુકમથી અમે સાંજ કરી અને તારા હુકમથી સવાર કરી અને તારા હુકમથી અમે જીવીએ છીએ અને તારા હુકમથી મરીશું અને પાછું તારાજ તરફ જવાનું છે.

(૩) જ્યારે ઉંઘવાના ઈરાદાથી બિસ્તરા ઉપર સુએ ત્યારે કહે :—

**અલ્લાહુમ્મ બિસ્મિક અમૂતો વ અહયા.**

અર્થાત–ઓ અલ્લાહ ! હું તારા નામની સાથેજ મરવા અને જીવવા ચાહું છું.

(૪) જ્યારે નિંદ્રામાંથી જાગૃત થાય ત્યારે કહે :—

**અલહમ્દુ લિલ્લાહિલ્લઝી અહયાની બઅદ મા અમાતની વ ઈલૈહિન નુશૂર.**

અર્થાત–તે અલ્લાહનો પાડ માનું છું જેણે મને મૌતના પછી જીવતો કર્યો અને તેનાજ તરફ ઉઠીને જવાનું છે.

(૫) જ્યારે ઝાડા પેશાબ માટે જાજરૂમાં ( અથવા ફાવે ત્યાં ) જાય ત્યારે કહે :—

**(બિસ્મિલ્લાહે અલ્લાહુમ્મ ઈન્ની અઉઝુ બિક મિનલ ખુબૂસિ વલ ખબાઈસિ.**

અર્થાત–અલ્લાહના નામથી, ઓ અલ્લાહ ! હું ખવીસો અને ખવીસણીઓથી તારી પનાહ લઉં છું.

(૬) ફરી જ્યારે હાજતથી પરવારીને નીકળે ત્યારે કહે:-

**અલહમ્દુ લિલ્લાહિલ્લઝી અઝહબ અન્નિલ અઝા વ આફાની.**

અર્થાત–તે અલ્લાહનો શુક્ર છે, જેણે મારાથી ગંદકી દૂર કરી અને મને આફિયત આપી.

(૭) ફરી વુઝૂ કરે તો શુરૂઅમાં બિસ્મિલ્લાહ પઢે અને વુઝૂના દરમ્યાનમાં આ દુઆ માગે :—

**અલ્લાહુમ્મગફિરલી ઝમ્બી વ વસ્સિઅ લી ફી દારી વ બારિક લી ફી રિઝકી.**

અર્થાત–ઓ અલ્લાહ ! મારા ગુનાહ બક્ષી દે, અને મારા માટે મારા ઘરમાં ગુંજાએશ કરી દે, અને મારી રોજીમાં બરકત આપ.

(૮) વુઝૂથી પરવારે ત્યારે કહે :—

**અશહદુ અલ્લા ઇલાહ ઇલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ વ અશહદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ, અલ્લાહુમ્મજ અલની મિનત્તવ્વાબીન વજઅલની મિનલ મુતતહહિરીન.**

અર્થાત–હું સાક્ષી આપું છું કે અલ્લાહના સિવાય કોઇ મઅબૂદ નથી. તે એકલો છે, તેનો કોઇ ભાગીઓ નથી. અને સાક્ષી આપું છું કે હઝરત મુહમ્મદ (સલ) તેના બંદા અને તેના રસૂલ છે. ઓ અલ્લાહ ! તું મને તવબહ કરનારાઓ તેમ પાક રહેનારાઓમાંથી બનાવી દે.

(૯) ફરી જ્યારે મસ્જીદમાં જાય તો અંદર દાખલ થતી વખતે પ્રથમ જમણો પગ અંદર મુકીને કહે :—

**રબ્બિગફિરલી વફતહલી અબ્વાબ રહમતિક.**

અર્થાત–હે મારા પરવરદિગાર ! મને બક્ષી દે, અને મારા માટે તારી રહમતના દરવાજા ખોલી દે.

(૧૦) જ્યારે મસ્જીદથી નીકળે તો ડાબો પગ પ્રથમ કાઢે અને કહે :—

**રબ્બિગફિરલી વફતહલી અબ્વાબ ફઝલિક.**

અર્થાત–મારા પરવરદિગાર ! મને બક્ષી દે, અને મારા માટે પોતાના ફઝલ અને કૃપાના દરવાજા ખોલી દે.

(૧૧) જ્યારે ખાવાનું શરૂ કરે ત્યારે કહે :—

**બિસ્મિલ્લાહિ વ અલા બરકતિલ્લાહ.**

અર્થાત–અલ્લાહના નામથી અને તેની બરકત સાથે.

(૧૨) ખાઇને પરવારે ત્યારે કહે :—

**અલહમ્દુ લિલ્લાહિલ્લઝી અતઅમના વ સકાના વ જઅલના મિનલ મુસ્લિમીન.**

અર્થાત–અલ્લાહનો શુક્ર જેણે અમને ખવડાવ્યું અને પીવડાવ્યું અને અમને મુસલમાનોમાં કરી દીધા.

(૧૩) અગર કોઇને ત્યાં દઅવત ખાધી હોય તો આ પણ કહે :—

**અલ્લાહુમ્મ અતઇમ મન અતઅમની વસ્કિ મન સકાની.**

અર્થાત–ઓ અલ્લાહ ! જેમણે મને ખવડાવ્યું તેને તું ખવડાવ, અને જેણે મને પીવડાવ્યું તેને તું પીવડાવ.

(૧૪) જ્યારે વાહન પર સ્વાર થાય ત્યારે કહે :—

**અલહમ્દુ લિલ્લાહ ! સુબ્હાનલ્લઝી સખ્ખર લના હાઝા વમા કુન્ના લહૂ મુકરિનીન. વ ઇન્ના ઇલા રબ્બિના લ મુનકલિબૂન.**

અર્થાત–અલ્લાહનો શુક્ર છે, તે હસ્તી પવિત્ર છે જેણે આ સવારીને અમારા કાબૂમાં કરી દીધી. અને અમે પોતે તેને પોતાના કાબૂમાં લાવી શકતા ન હતા. અને એક દિવસ અમે પોતાના પરવરદિગાર તરફ પાછા ફરીને જનાર છીએ.

(૧૫) અને જ્યારે મુસાફરીમાં નીકળે તો અલ્લાહ તઆલાથી દુઆ માગે.

**અલ્લાહુમ્મ હવ્વિન અલૈના હાઝસ સફર વત્વે અન્ના બુઅદહ, અલ્લાહુમ્મ અન્તસ્સાહિબુ ફિસસફર, વલખલીફતુ ફિલઅહલ, અલ્લાહુમ્મ ઈન્ની અઉઝુ બિકે મિન વઅસાઇસ સફર વ કાબતિલ મનઝર, વ સૂઈલ મુનકલબિ ફિલ માલિ વલઅહલિ વલ વલદ.**

અર્થાત–ઓ અલ્લાહ ! અમારા માટે આ મુસાફરીને સહેલી કરી દે અને એની લંબાઇને ટુંકી કરી દે. ઓ અલ્લાહ ! તુંજ મુસાફરીમાં મારો સાથી છે. અને મારી પાછળ તુંજ મારા ઘરવાળાઓની દેખરેખ રાખનાર છે. ઓ અલ્લાહ ! હું આ મુસાફરીની મુશ્કેલીઓથી તેમ બુરી હાલત જોવાથી તથા પાછા ફરતાં માલમાં, ઘરમાં પરિવારમાં અવદશા સ્હામે આવવાથી તારી પનાહ લઉં છું.

(૧૬) અને જ્યારે મુસાફરીથી પાછો ફરે ત્યારે કહે :—

**આઈબૂન તાઇબૂન આબિદૂન લિરબ્બિના હામિદૂન.**

અર્થાત–અમે મુસાફરીથી પાછા આવનાર છીએ. તવબહ કરનાર છીએ. ઈબાદત કરનાર છીએ. પોતાના પરવરદિગારના વખાણ કરનાર છીએ.

(૧૭) જ્યારે કોઇને વિદાય કરે ત્યારે કહે :—

**અસ્તવદિઉલ્લાહ દીનક વ અમાનતક વ ખવાનીમ અઅમાલિક.**

અર્થાત–હું તારૂં દીન તથા તારી સાચવવા લાયક બધી વસ્તુઓ તેમ તારા આમાલના ખાતિમહ (અંત)ને અલ્લાહના હવાલે કરૂં છું.

(૧૮) જ્યારે કોઈ દુઃખ, દર્દ, આફતમાં સપડાએલાને જુએ ત્યારે કહે :—

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી આફાની મિમ્મબ્તલાક બિહિ વ ફદ્દલની અલા કસીરિમ મિમ્મન ખલક તફ્દીલા.**

અર્થાત–તે અલ્લાહુનો બેહદ આભાર જેણે મને તે મુસીબતથી આફીયતમાં રાખ્યો, જેમાં તને સપડાવ્યો છે, અને તેણે મને પોતાની ઘણીખરી મખલૂક પર સરસાઈ આપી છે. (આ બધું તેની મહેરબાનીના પ્રતાપે જ છે મારો કંઈ કમાલ નથી.)

(૧૯) જ્યારે કોઈ શહેર (કે ગામ)માં પ્રવેશ કરે ત્યારે ત્રણ વખત કહે :—

**અલ્લાહુમ્મ બારિક લના ફીહા.**

અર્થાત–ઓ અલ્લાહ ! અમારા માટે આ શહેરમાં બરકત આપ અને એને અમારા માટે મુબારક બનાવી દે.

(૨૦) જ્યારે કોઈ મજલિસ (બેઠક)માંથી ઉઠે ત્યારે કહે :—

**સુબ્હાનકલ્લાહુમ્મ વબિ હમ્દિક લા ઈલાહ ઈલ્લા અન્ત અસ્તગફિરૂક વ અતૂબુ ઈલૈક.**

અર્થાત–ઓ અલ્લાહ ! હું તારી પાકી બયાન કરૂં છું, અને તારા વખાણ કરૂં છું, તારા સિવાય કોઇ મઅબૂદ નથી, હું તારાથી બક્ષિશ ચાહું છું અને તવબહ કરૂં છું.

આ માત્ર વીસ મોકાઓની વીસ દુઆઓ છે. એ ઉપરાંત બીજા મોકાઓની દુઆઓ અગર કોઇને જાણવી હોય તો હકીમુલ ઉમ્મત હઝરત મૌલાના અશરફઅલી સાહેબ થાનવી (રહ.)ની "મુનાજાતે મકબૂલ"ના છેવટમાં અથવા હદીસની કિતાબોમાં જોઈ લેવામાં આવે

# એક અતિશય લાભદાયી વાત

ઘણાખરાઓને મૂળ અરબી દુઆઓ યાદ કરવાનું મુશ્કેલ હોય છે. એવા લોકોને જોઇએ કે દરેક મોકાની દુઆનો મઝમૂન યાદ રાખે અને મોકા પર પોતાના શબ્દોમાં અને પોતાની ભાષામાં તેજ મઝમૂન અદા કરવામાં આવે.

ઇનશા અલ્લાહ

એમ કરવાથી પણ દુઆની પુરી બરકત અને પુરો સવાબ તેઓને પ્રાપ્ત થશે.

